पूर्वाचार्यविरचित

# श्रीकुलकसंग्रह

[ગુજરાતી ભાષામા ભાવાર્થ સાથે]



પ્રકાશક

સરસ્વતી પુસ્તક ભંડાર

હાથીખાના રતનપોળ, અમદાવાદ

# નિવેદન

સ્વાધ્યાય એ જ્ઞાનવૃદ્ધિને માટે જેમ ઉપયોગી છે તેમ આત્મચિંતન માટેનું પણ એક જરૂરી સાધન છે અને તેથી જ સ્વાધ્યાયની આભ્યંતર તપમાં ગણના કરવામાં આવી છે તે યથાર્થ છે

તે આ પુસ્તકમાં આત્મચિંતનના ચાહકોને ઉપયોગી થઈ શકે એવી ૧૯ જેટલી પદ્ય કૃતિઓ આપવામાં આવી છે એ બધીય પ્રાકૃત ભાષામાં રચાયેલી છે પ્રાકૃત ભાષા આજે ભલે આપણને અપરિચિત બની ગઈ હોય, પણ એક કાળે એ ભારતના અમુક પ્રદેશના સામાન્ય જનસમૂહની રોજિંદી ભાષા હતી અને જૈન શાસ્ત્રોની પ્રારંભિક રચના એ ભાષામાં જ થઈ હતી. કાળક્રમે એ ભાષા લોકોની ભાષા મટીને શાસ્ત્રની ભાષા બની ગઈ, છતાં એ પ્રત્યેનો વિદ્વાનોનો આદર ચાલુ રહ્યાની બીના જૈન મુનિવરોની આવી પ્રાચીન—અર્વાચીન કૃતિઓથી સાબિત થાય છે

આ ગ્રન્થકૃતિઓનો વિષય એના નામથી જ સ્પષ્ટ થતો હોવાથી એ માટે અહીં વિવેચન કરવાની જરૂર નથી બીજું, આ કૃતિઓનું મૂલ્યાંકન ગ્રન્થતત્ત્વની દૃષ્ટિએ નહીં કરતાં એના ભાવની હૃદયંગમતા તેમજ રસજ્ઞતાની દૃષ્ટિએ જ કરવું ઉચિત છે

પ્રાતઃકાળે કે ગમે ત્યારે અવકાશના સમયે આવી કૃતિઓનું રટણ—મનન કરવાથી આત્મભાવના જાગૃત રહે છે આવી ભાવનાઓને ધારી રાખવાની તેમ જ એનું સુમધુર ગુંજન કરવાની દૃષ્ટિએ ગદ્ય કરતાં પદ્ય કૃતિઓ વધુ ઉપયોગી નીવડે છે આ દૃષ્ટિએ આ પુસ્તકમાં સંગ્રહની કાવ્યકૃતિઓ સૌ ધર્મપ્રેમી મહાનુભાવોને ઉપયોગી થઈ પડશે એવી આશા છે

પૂરતું ધ્યાન રાખવા છતાં દૃષ્ટિદોષ, મતિદોષ કે મુદ્રણદોષથી આમાં ક્યાંય ભૂલ રહી જવા પામી હોય તો અમે મિચ્છામિ દુક્કડં આપીએ છીએ અને એવી ભૂલો તરફ અમારું ધ્યાન દોરવાની આ ગ્રંથના વાચકોને વિનંતી કરીએ છીએ

—પ્રકાશક

# विषय-सूचि

श्रीसोमसुंदरसूरिशिष्येण जिनहर्षगणिना कृत

# गुणानुरागकुलकम्

सयलकल्लाणनिलय, नमिऊण तित्थनाहपयकमल।
परगुणगहणसरूव, भणामि सोहग्गसिरिजणय ॥१॥

અર્થ —સકલ કલ્યાણના નિવાસસ્થાન તીર્થંકર ભગવાનના ચરણકમળને નમીને સૌભાગ્યશ્રીકારક એવું પરાયા ગુણોને ગ્રહણ કરવાનું સ્વરૂપ કહું છું ॥ ૧ ॥

उत्तमगुणाणुराओ–निवसइ हिययमि जस्स पुरिसस्स।
आतित्थयरपयाओ, न दुल्लहा तस्स रिद्धीओ ॥२॥

અર્થ —જે પુરુષના હૃદયમા ઉત્તમ ગુણવાન જનો તરફ અનુરાગ વસનો હોય તેને તીર્થંકર પદ સુધીની રિદ્ધીઓ દુર્લભ નથી ॥ ૨ ॥

ते धन्ना ते पुन्ना, तेसु पणामो हविज्ज मह निच्च।
जेसि गुणाणुराओ, अकित्तिमो होइ अणवरय ॥३॥

અર્થ —તેઓ વખાણવા લાયક છે, તેઓ પુણ્યશાલી છે અને તેઓના પ્રત્યે મારો હમેશ નમસ્કાર હો કે જેમને વિષે નિરંતર ખરેખરો ગુણાનુરાગ હે છે ॥ ૩ ॥

कि वहुणा भणिएण, कि वा तविएण कि व दाणेण।
इक्क गुणाणुराय, सिक्खह सुक्खाण कुलभवण ॥४॥

અર્થ—બહુ ભણવાથી અથવા બહુ તપ કરવાથી અથવા બહુ દાન દેવાથી શુ થનાર છે ? એકલા ગુણાનુરાગને શીખો કે જે સુખોનુ (ખાસ) ઉત્પત્તિસ્થાન છે ॥ ૪ ॥

जइवि चरसि तव विउल, पढसि सुय करिसि विविहकट्ठाइ।
न धरसि गुणाणुराय, परेसु ता निप्फल सयल ॥५॥

અર્થ—જોકે તું ભારે તપ કરે છે, શાસ્ત્ર ભણ્યો છે અને અનેક કષ્ટ કરે છે, પણ બીજાના ગુણો તરફ અનુરાગ નથી ધરતો તો એ બધુ નિષ્ફળ છે ॥ ૫ ॥

सोऊण गुणुक्करिस, अन्नस्स करेसि मच्छर जइवि।
ता नूण ससारे, पराहव सहसि सव्वत्थ ॥६॥

અર્થ—બીજાના ગુણોની પ્રશસા સાભળીને જો તુ મત્સર કરે છે, તો તુ નક્કીપણે આ સસારમા સઘળા સ્થળે પરાભવ પામીશ ॥ ૬ ॥

गुणवताण नराण, ईसाभरतिमिरपूरिओ भणसि।
जइ कहवि दोसलेस, ता भमसि भवे अपारम्मि ॥७॥

અર્થ—તુ ઈર્ષ્યાના જે રૂપ મધારાથી આધળો બનીને

ગુણવત પુરુષોના જે કોઈ પણ રીતે લેશમાત્ર દોષ કહાડીશ, તોપણ અપાર સસારમા ભમીશ ॥ ૭ ॥

ज अब्भसेइ जीवो, गुण च दोस च इत्थ जम्मम्मि ।
त परलोए पावई, अब्भासेण पुणो तेण ॥८॥

અર્થ —જીવ આ જન્મમા ગુણ અથવા દોષમાથી જેનો અભ્યાસ પાડે તે અભ્યાસે કરીને ફરી પરલોકમા તેને જ પામે છે ॥ ૮ ॥

जो जपइ परदोसे, गुणसयभरिओ वि मच्छरभरेण ।
सो विउसाणमसारो, पलालपुज व्व पडिभाइ ॥९॥

અર્થ —જે પુરુષ પોતે સેકડો ગુણોથી ભરેલો છતા પણ મત્સરના આવેશથી પરાયા દોષ બોલે તે વિદ્વાન જનોમા પરાળના પૂળા માફક દમ વગરનો જણાય છે ॥ ૯ ॥

जो परदोसे गिण्हइ, सताऽसतेवि दुट्ठभावेण ।
सो अप्पाण वधइ, पावेण निरत्थएणावि ॥१०॥

અર્થ —જે પુરુષ દુષ્ટ ભાવથી છતા કે અછતા પરાયા દોષ ગ્રહણ કરે તે પોતાના આત્માને નિર્ગ્થક પાપથી બાંધે છે ॥ ૧૦ ॥

त नियमा मुत्तव्व, जत्तो उपज्जए कसायग्गी ।
त वत्थु धारिज्जा, जेणोवसमो कसायाण ॥११॥

અર્થ —જેનાથી કષાયરૂપ અગ્નિ પ્રદીપ્ત થાય તે કામને

ચોક્કસપણે છોડી દેવુ અને જેનાથી કષાયો હણે તે વસ્તુ ધારણ કરવી ॥ ૧૧ ॥

जइ इच्छह गुरुयत्त, तिहुयणमज्झम्मि
अप्पणो नियमा ।
ता सव्वपयत्तेण, परदोसविवज्जण कुणह ॥१२॥

અર્થ—જો તમે ત્રણ જગતની અદર પોતાની મોટાઈ મેળવવા ખરેખર ઇચ્છતા હો તો સર્વ પ્રયત્નથી પરાયા દોષોની નિદા કરવાનુ પૂરતી રીતે વર્જન કરો ॥ ૧૨ ॥

चउहा पसमणिज्जा, पुरिसा सव्वुत्तमुत्तमा लोए ।
उत्तमउत्तम-उत्तम मज्झिमभावा य सव्वेसि ॥१३॥

અર્થ—આ જગતમા ચાર પ્રકારના પુરુષ સર્વેને પ્રશસા કરવા યોગ્ય છે, એક સર્વોત્તમોત્તમ, બીજા ઉત્તમોત્તમ, ત્રીજા ઉત્તમ, અને ચોથા મધ્યમ ॥ ૧૩ ॥

जे अहम-अहमअहमा, गुरुकम्मा धम्मवज्जिया
पुरिमा ।
ते विय न निंदणिज्जा, किंतु दया तेसु कायव्वा ॥१४॥

અર્થ—પાચમા અધમ અને છઠ્ઠા અધમાધમ જે ભારે કર્મી અને ધર્મવર્જિત હોય છે, તેઓની પણ નિદા કરવી નહિ જોઈએ, કિંતુ તેઓ ઉપર દયા ધારવી જોઈએ ॥૧૪॥

पञ्चगुब्भडजुव्वण वतीण सुरहिसारदेहाणं ।
जुवईण मज्झगओ, सव्वुत्तमरूववतीण ॥१५॥

आजम्मवभयारी, मणवयकाएहि जो धरइ सील ।
सव्वुत्तमुत्तमो पुण, सो पुरिसो सव्वनमणिज्जो ॥१६॥

અર્થ —દરેક અંગમાં પ્રગટી નીકળેલ આકરા યૌવનવાળી, ગંધથી બહેકતા શરીરવાળી, અને સર્વે કરતા ઉત્તમ રૂપવાળી સ્ત્રીઓના વચ્ચે રહીને જે પુરુષ બ્રહ્મચારી હો થકો મન વચન અને કાયાથી શીળવાન રહે તે પુરુષ સર્વોત્તમોત્તમ જાણવો અને તે સર્વ કોઈને નમવા લાયક હોય છે ॥૧૫॥૧૬॥

एवविहजुवइगओ, जो रागी हुज्ज कहवि इगसमय ।
बीयसमयम्मि निंदइ, त पाव सव्वभावेण ॥१७॥

जम्ममि तम्मि न पुणो, हविज्ज रागो मणमि
जस्स कया ।
सो होइ उत्तमुत्तम–रूवो पुरिसो महासत्तो ॥१८॥

અર્થ —એવા પ્રકારની (સર્વોત્તમ રૂપવાળી) સ્ત્રીઓની વચ્ચે રહ્યો થકો જે પુરુષ કદાચ કોઈ પ્રકારે માત્ર એક ક્ષણભર મનમા ડોલાયમાન થાય, (પણ અકાર્યમા નહિ ફસતા તરત સાવચેત થઈ,) બીજા ક્ષણે તે (માનસિક) પાપને પૂર્ણ ભાવથી નિંદે અને ફરીને તે જન્મમા ક્યારે પણ તેના મનમા

તેવો રાગ ઉત્પન્ન ન થાય તે પુરુષ ઉત્તમોત્તમ જાણુવો તે પણુ મહાભાગ્યવાન ગણુાય છે ॥ ૧૭ ॥ ૧૮ ॥

पिच्छई जुवईरूव, मणसा चितेई अहव खणमेग।
जो न यरइ अकज्जं, पत्थिज्जतो वि इत्थीहिं ॥१९॥

साहू वा सड्ढो वा सदारसंतोससायरो हुज्जा।
सो उत्तमो मणुस्सो, नायव्वो थोवससारो ॥२०॥

અથ —જે પુરુષ સ્ત્રીનું રૂપ જોઈ ક્ષણુભર મનથી તેના તરફ ખેચાયા છતા પણુ અને તે સ્ત્રીએ તેને લોભાવ્યા છતા પણુ અકાર્યમા નહિ ફસે, કિંતુ સાધુ હોય તો સાધુ તરીકે પોતાનુ બ્રહ્મચર્ય વ્રત જાળવી રાખે, અને શ્રાવક હોય તો સ્વદાર-સંતોષી રહે તે સાધુ અથવા શ્રાવક ઉત્તમ પુરુષ જાણુવો તે પુરુષ પણુ અલ્પ સંસારી જાણુવો ॥ ૧૯ ॥ ૨૦ ॥

पुरिसत्थेसु पवट्टइ, जो पुरिसो धम्मअत्थपमुहेसु।
अनुन्नमवाबाहं, मज्झिमरूवो हवइ एसो ॥२१॥

અર્થ —જે પુરુષ ધર્મ, અર્થ અને કામ એ ત્રણે પુરુષાર્થને અરસપરસ બાધ ન આવે તે રીતે તેમા પ્રવર્તે તે મધ્યમ પુરુષ જાણુવો ॥ ૨૧ ॥

एएसि पुरिसाण, जइ गुणगहणं करेसि बहुमाणा।
तो आसन्नसिवसुहो, होसि तुमं नत्थि संदेहो ॥२२॥

અર્થ —એ ચારે પ્રકારના પુરુષોના ગુણોની જો તુ

બહુમાન ધરી પ્રશસા કરીશ, તો તુ નજીકમા જ મુક્તિસુખ મેળવીશ, તેમા કશો સદેહ નથી ॥ ૨૨ ॥

पासत्थाइसु अहुणा, सजमसिढिलेसु मुक्कजोगेसु।
नो गरिहा कायव्वा, नेव पससा सहामज्झे ॥२३॥

અર્થ —આજકાલ સયમ પાળવામા ઢીલા પડેલા, યોગ ક્રિયાહીન પાર્શ્વસ્થ વગેરે યતિવેષધારી જનોની સભા મધ્યે નહિ તો નિંદા કરવી અને નહિ તો પ્રશસા કરવી ॥ ૨૩ ॥

काऊण तेसु करुण, जइ मनइ तो पयासए मग्ग।
अह रूसइ तो नियमा, न तेसि दोस पयासेइ ॥२४॥

અર્થ —તેઓ પર કરુણા લાવીને જો તેઓ માને એમ હોય તો ખરો રસ્તો બતાવવો, પણ જો તેમ કરતા તેઓ ગુસ્સે થાય તો ખચિત આપણે તેમના દોષ નહિ પ્રકાશવા ॥૨૪॥

सपइ दूसमसमए, दीसइ थोवो वि जस्स धम्मगुणो।
वहुमाणो कायव्वो, तस्स सया धम्मवुद्धीए ॥२५॥

અર્થ —આજના વિષમ વખતમા જેનામા થોડો પણ ધાર્મિક ગુણ દેખવામા આવે તેના તરફ હમેશા ધર્મબુદ્ધિથી બહુમાન બતાવતા રહેવુ ॥ ૨૫ ॥

जउ परगच्छि सगच्छे, जे सविग्गा वहुस्सुया मुणिणो।
तेसि गुणाणुराय, मा मुचसु मच्छरप्पहओ ॥२६॥

અર્થ—જો પરાયા ગચ્છમા અગર પોતાના ગચ્છમા જે વૈરાગ્યવાન અને વિદ્વાન મુનિઓ હોય તો તેમના તરફ મત્સરે ભાઈ ગુણાનુરાગ મૂકતો ના ॥ ૨૬ ॥

गुणरयणमडियाण, वहुमाण जो करेइ सुद्धमणो।
सुलहा अन्नभवम्मि य, तस्स गुणा हुति
नियमेण ॥२७॥

અર્થ – ગુણરૂપી રત્નોથી શણગારાયેલા પુરુષોનુ જે શુદ્ધ મનથી બહુમાન કરે, તેને વગતા ભવે તે તે ગુણો નિયમેન સુલભ થઈ પડે છે ॥ ૨૭ ॥

एय गुणाणुरायं, सम्म जो धरइ धरणिमज्झम्मि।
सिरिसोमसुदरपय, सो पावइ सव्वनमणिज्जं ॥२८॥

અર્થ—આ ગુણાનુરાગને જે પુરુષ સમ્યક્ રીતે આ પૃથ્વીમા રહી ધારણ કરે, તે શ્રીસોમસુદર અર્થાત્ શોભના ચદ્ર જેવા શાતિમય અને સર્વને નમનીય (તીર્થકરરૂપ) પદને પામે ॥ ૨૮ ॥



# श्रीगुरुप्रदक्षिणाकुलकम्



गोअम सुहम्म-जबु पभवो सिज्जभवाइआयरिया ।
अन्नेवि जुगप्पहाणा, पइ दिट्ठे सुगुरु ते दिट्ठा ॥१॥

અર્થઃ—હે સદ્ગુરુજી! આપનું દર્શન કર્યે છતે શ્રી ગૌતમસ્વામી, શ્રીસુધર્માસ્વામી, શ્રી જંબૂસ્વામી, શ્રી પ્રભવ સ્વામી અને સિજ્જંભવ આદિક આચાર્ય ભગવંતો તેમજ બીજા પણ યુગપ્રધાનોનું દર્શન કર્યું માનું છું ॥૧॥

अज्ज कयत्थो जम्मो, अज्ज कयत्थ च जीविय मज्झ ।
जेण तुह दसणामय रसेण सित्ताइ नयणाइ ॥२॥

અર્થ—આજ મારો જન્મ કૃતાર્થ થયો, આજ મારું જીવિત સફળ થયું, કે જેથી આપના દર્શનરૂપ અમૃતરસ વડે કરીને મારા નેત્ર સિંચિત થયા, (અર્થાત્ આપનું અદ્ભુત દર્શન મને પ્રાપ્ત થયું) ॥૨॥

सो देसो त नगर, सो गामो सो अ आसमो धन्नो ।
जत्थ पहु तुम्ह पाया, विहराति सयावि सुपसन्ना ॥३॥

અર્થ—તે દેશ, તે નગર, તે ગામ અને તે આશ્રમ (સ્થાન) ધન્ય છે કે, જ્યાં હે પ્રભુ! આપ સદાય સુપ્રસન્ન થના વિચરો છો અર્થાત્ વિહાર કરો છો ॥૩॥

हत्था ते सुकयत्था, जे किईकम्म कुणाति तुह चलणे।
वाणी बहुगुणखाणी, सुगुरुगुणा वण्णिआ जीए ॥४॥

અર્થ —તે હાથ સુકૃતાર્થ છે કે, જે આપના ચરણે દ્વાદશાવર્ત્ત વદન કરે છે, અને તે વાણી (જિહ્વા) બહુ ગુણવાળી છે કે, જે વડે સદ્ગુરુના ગુણોનુ વર્ણન કરવામા આવ્યુ છે ॥ ૪ ॥

अवयरिया सुरधेणू, सजाया मह गिहे कणयवुट्ठी।
दारिद्द अज्ज गय, दिट्ठे तुह सुगुरु मुहकमले ॥५॥

અર્થ —હે સદ્ગુરુ! આપનુ મુખકમલ દીઠે છતે આજ કામધેનુ મા઼ા ઘર આગણે આવી જાણુ છુ, તેમ જ સુવર્ણ વૃષ્ટિ થઈ જાણુ છુ અને આજથી મારુ દારિદ્ર દૂર થયુ માનુ છુ ॥ ૫ ॥

चितामणिसारिच्छ, सम्मत्त पाविय मए अज्ज।
ससारो दूरीकओ, दिट्ठे तुह सुगुरु मुहकमले ॥६॥

અર્થ —હે સદ્ગુરુ! આપનુ મુખકમલ દીઠે છતે ચિતામણિ રત્ન સરખુ સમકિત મને પ્રાપ્ત થયુ, અને તેથી સસારનો અત થયો માનુ છુ ॥ ૬ ॥

जा रिद्धी अमरगणा, भुजता पियतमाइसजुत्ता।
सा पुण कित्तियमित्ता, दिट्ठे तुह सुगुरु
मुहकमले ॥७॥

અર્થ —હે સદ્‌ગુરુ! આપનુ મુખકમલ દીઠે છતે જે ઋદ્ધિ દેવનાઓ પોતાની દેવાગનાદિક સહિત ભોગવે છે તે મારે કઈ હિસાબમા નથી ॥ ૭ ॥

मणवयकायेहि मए, ज पाव अज्जिय सया [भयव]।
त सय अज्ज गय, दिट्ठे तुह सुगुरु मुहकमले ॥८॥

અર્થ —હે સદ્‌ગુરુ! આપનુ વદનકમલ દીઠે છતે મન, વચન, કાયાથી મે જે પાપ આજ પર્યંત ઉપાર્જન કર્યું છે, તે બધુ આજે સ્વત નષ્ટ થયુ માનુ છુ ॥ ૮ ॥

दुल्लहो जिणिदधम्मो,दुल्लहो जीवाण माणुसो जम्मो।
लद्धेपि मणुअजम्मे, अइदुल्लहा सुगुरुसामग्गी ॥९॥

અર્થઃ—જીવોને સર્વજ્ઞભાષિત ધર્મ પામવો દુર્લભ છે તથા મનુષ્યજન્મ મળવો દુર્લભ છે અને તે મનુષ્યજન્મ મળે છતે પણ સદ્‌ગુરુરૂપ સામગ્રી મળવી અતિ દુર્લભ છે ॥ ૯ ॥

जत्थ न दीसति गुरु, पच्चूसे उट्ठिएहिं
सुपसन्ना ।
तत्थ कह जाणिज्जइ, जिणवयण
अमिअसारिच्छ ॥१०॥

અર્થ —જ્યા પ્રભાતે ઊઠતા જ સુપ્રસન્ન ગુરુના દર્શન થતા નથી, ત્યા અમૃત સદૃશ જિનવચનનો લાભ શી રીતે લઈ શકાય ? ॥ ૧૦ ॥

जइ पाउसमि मोरा, दिणयरउदयम्मि
कमलवणसडा ।
विहसति तेम तच्चिय(?), तह अम्हे दसणे
तुम्ह ॥११॥

અર્થ—જેમ મેઘને દેખી મોરો પ્રમુદિત થાય છે અને સૂર્યનો ઉદય થયે છતે કમળના વન વિકસિત થાય છે, તેમ જ આપનુ દર્શન થયે છતે અમે પણ પ્રમોદ પામીએ છીએ ॥ ૧૧ ॥

जइ सरइ सुरहि वच्छो, वसतमास च कोइला
सरइ ।
विंझ सरइ गइदो. तह अम्ह मण तुम सरइ ॥१२॥

અર્થ—હે સદ્ગુરુજી ! જેમ ગાય પોતાના વાછરડાને સભારે છે, અને જેમ કોયલ વસતમાસને ઇચ્છે છે, તથા હાથી વિધ્યાચલની અટવીને યાદ કરે છે, તેમ અમારુ મન (સદાય) આપનું સ્મરણ કર્યા કરે છે ॥ ૧૨ ॥

वहुया वहुया दिवसडा, जइ मइ सुहगुरु दीठ ।
लोचन वे विकसी रह्या, हीअडइ अमिय पइठ ॥१३॥

અર્થ—બહુ બહુ દહાડા જતા રહ્યા અને હવે મે સુગુરુ દીઠા તેથી મારી બે આખો વિકસ્વર થઈ અને હૃદયમા અમૃત પેઠુ ॥ ૧૩ ॥

अहो ते निज्जिओ कोहो, अहो माणो पराजिओ।
अहो ते निक्खिया माया, अहो लोहो वसीकिओ ॥१४॥

અર્થ—અહો! આપે ક્રોધનો કેવો જય કર્યો છે! માનનો કેવો પરાજય કર્યો છે! માયાને કેવી દૂર કરી છે! અને લોભને કેવો વશ કર્યો છે! ॥૧૪॥

अहो ते अज्जवं साहु, अहो ते साहु मद्दवं।
अहो ते उत्तमा खंती, अहो ते मुत्ति उत्तमा ॥१५॥

અર્થ—અહો! આપનુ આર્જવ (સરલપણુ) કેવુ ઉત્તમ છે! અહો! આપનું માર્દવ (નમ્રપણુ) કેવુ રૂડુ છે! અહો! આપની ક્ષમા કેવી ઉત્તમ છે! અને આપની સંતોષ વૃતિ કેવી શ્રેષ્ઠ છે ॥૧૫॥

इह सि उत्तमो भंते, पच्छा होहिसि उत्तमो।
लोगुत्तमुत्तमं ठाणं, सिद्धिं गच्छसि नीरओ ॥१६॥

અર્થ—હે ભગવંત! આપ અહીં પ્રગટ જ ઉત્તમ છો વળી આપ પછી પણ (જન્માન્તરમા) ઉત્તમ થવાના છો અને અંતે પણ કર્મમલને ટાળીને આપ મોક્ષ નામનુ સર્વોત્તમ સ્થાન જ પામવાના છો ॥૧૬॥

आयरियनमुक्कारो, जीवं मोएइ भवसहस्साओ।
भावेण किरमाणो, होइ पुणो बोहिलाभाए ॥१७॥

અર્થ—આચાર્ય મહારાજને કરેલો નમસ્કાર જીવને

# संविग्नसाधुयोग्यं नियमकुलकम्



भुवणिक्कपईवसम, वीर नियगुरुपए अ नामिऊण ।
विरइअरादिरिखआण, जुग्गे नियमे पच्चक्खामि ॥१॥

અર્થઃ—ત્રણ ભુવનને વિષે એક (અસાધારણ) પ્રદીપ સમાન શ્રી વીર પ્રભુને અને નિજ ગુરુના ચરણકમળને નમીને સર્વ વિરતિવંત-સાધુ જનો યોગ્ય (સુખે નિર્વહી શકાય એવા) નિયમો હું (સોમસુંદરસૂરિ) કહીશ ॥ ૧ ॥

निअउअरपूरणफला, आजीविअमित्त होइ पव्वज्जा ।
धूलिहडीरायत्तणज्जा सरिसा सव्वेसि
हसणिज्जा ॥२॥

અર્થ —યોગ્ય નિયમોનુ પાલન કર્યા વગરની પ્રવ્રજ્યા (દીક્ષા) ફક્ત નિજ ઉદર પૂરણ કરવા રૂપ આજીવિકા ચલાવવા માત્ર ફળવાળી કહી છે અને એવી દીક્ષા (તો) હોળીના રાજા (ઈલાજી)ના જેવી સહુ કોઈ ને હસવા યોગ્ય બને છે ॥૨॥

तम्हा पचायारा–राहणहेउ गाहिज्ज इअ निअमे ।
लोआइकट्ठरूवा, पव्वज्जा जह भवे सफला ॥३॥

અથ —તે માટે પંચાચાર (જ્ઞાન-દર્શન ચારિત્ર-તપ-

વીર્ય આચાર )ના આરાધન હેતે લોચાદિક કઠણ નિયમો ગ્રહણ કરવા જોઈએ કે જેથી.(આદરેલી) પ્રવ્રજ્યા સફલ થાય ॥ ૩ ॥

नाणाऽऽराहणहेउ, पइदिअह पवगाहपढण मे।
परिवाडीओ गिण्हे, पणगाहा ण च सट्टा य ॥४॥

અર્થ—જ્ઞાન આરાધન હેતે મારે હમેશા પાચ ગાથાઓ ભણવી, કઠાગ્ર કરવી અને પરિપાટીથી (ક્રમવાર) પાચ પાચ ગાથાનો અર્થ ગુરુ સમીપે ગ્રહણ કરવો ॥ ૪ ॥

अण्णेसिं पढणत्थ, पणगाहाओ लिहेमि तह निच्च।
परिवाडीओ पच य, देमि पढताण पयदियह ॥५॥

અર્થ—વળી હું બીજાઓને ભણવા માટે હમેશા પાચ ગાથાઓ લખુ અને ભણનારાઓને હમેશા પરિપાટીથી (ક્રમવાર) પાચ પાચ ગાથા આપુ (ભણાવુ-અર્થ ધગવું વગેરે) ॥ ૫ ॥

वासासु पचसया, अट्ठय सिसिरे अ तिन्नि गिम्हमि।
पइदियह सज्झाय, करेमि सिद्धतगुणणेण ॥६॥

અર્થ—સિદ્ધાત-પાઠ ગણવા વડે વર્ષા ઋતુમા પાચસો, શિશિર ઋતુમા આઠસો, અને ગ્રીષ્મ ઋતુમા ત્રણસો ગાથા પ્રમાણ સજ્ઝાય ધ્યાન સદાય કર્યા કરું ॥ ૬ ॥

परमिट्ठिनवपयाण, सयमेग पयदिणं समरामि अह।
अह दसणआयारे, गहेमि नियमे इमे सम्म ॥७॥

અર્થઃ—પરમેષ્ઠી નવપદ (નવકાર મહામંત્ર)નું એકસો વાર હું સદાય રટણ કરું હવે દર્શનાચારના આ (નીચે કરેલા) નિયમોને સારી રીતે ગ્રહણ કરું છું ॥ ૭॥

देवे वंदे निच्च, पणसक्कत्थएहिं एकवारमहं।
दोतिन्निय वा वारा, पइजाम वा जहासत्ति ॥८॥

અર્થ—પાંચ શક્રસ્તવ વડે સદાય એક વખત દેવ વંદન કરું જ, અથવા બે વખત, ત્રણ વખત કે પહોરે પહોરે યથાશક્તિ આળસ રહિત દેવવંદન કરું ॥ ૮॥

अट्ठमीचउद्दस्सीसु, सव्वाण वि चेइयाइ वंदिज्जा।
सव्वेचि तहा मुणिणो, सेसदिणे चेइअ इक्क ॥९॥

અર્થ—દરેક અષ્ટમી ચતુર્દશીને દિવસે સઘળા દેરાસરો જુહારવા તેમ જ સઘળાય મુનિજનોને વાંદવા ત્યારે બાકીના દિવસે એક દેરાસરે (તો) અવશ્ય જવું ॥ ૯॥

पइदिण तिन्निय वारा, जिट्ठे साहू नमामि निअमेण।
वेयावच्च किंची, गिलाण-वुड्ढाडण कुव्वे ॥१०॥

અર્થ—હમેશા વડીલ સાધુને નિશ્ચે ત્રણ વાર (ત્રિકાળ) વંદન કરું જ અને બીજા ગ્લાન (વ્યાધિગ્રસ્ત) તેમ જ વૃદ્ધાદિક મુનિજનોનું વૈયાવચ્ચ યથાશક્તિ કરું ॥ ૧૦॥

अह चारित्तायारे, निअमग्गहण करेमि भावेण।
वहिभूगमणाईसु, वज्जे वत्ताइ ईरियत्थ ॥११॥

અર્થ —હવે ચારિત્રાચાર વિષે નીચે મુજબ નિયમો ભાવ સહિત અંગિકાર કરું છું ૧ ઈર્યાસમિતિ -વડી નીતિ, લઘુ નીતિ કરવા, અથવા આહાર પાણી વહોરવા જતા ઈર્યા સમિતિ પાળવા માટે (જીવ રક્ષા અર્થે) વાટમા વાર્તાલાપ વગેરે કરવાનુ હું વર્જુ-ત્યાગ કરુ ॥ ૧૧ ॥

अपमज्जियगमणम्मि अ, सडासा पमज्जिउ च
उवविसणे।
पाउछणय च वि, उवविसणे पंचनमुक्कारा ॥१२॥

અર્થ —યથાકાળ પૂન્જ્યા-પ્રમાર્જ્યા વગર ચાલ્યા જવાય તો, અંગ પડિલેહણા પ્રમુખ સડાસા પડિલેહ્યા વગર બેસી જવાય તો, અને કટાસણુ (કામળી) વગર બેસી જવાય તો (તત્કાળ) પાચ નમસ્કાર કરવા (પાચ ખમાસમણા દેવા અથવા પાચ નવકાર મંત્રનો જાપ કરવો) ॥ ૧૨ ॥

उग्घाडेण मुहेण, नो भासे अहव जत्तिया वारा।
भासे तत्तिअमित्ता, लोगस्स करेमि उस्सग्ग ॥१३

અર્થ —૨ ભાષાસમિતિ-ઉઘાડે મુખે (મુહપત્તિ રાખ્યા વગર) બોલુ જ નહિ તેમ છતા ગફલતથી જેટલી વાર ખુલ્લા મુખે બોલી જાઉ તેટલી વાર (ઇરિયાવહીપૂર્વક) લોગસ્સનો કાઉસ્સગ્ગ કરુ ॥ ૧૩ ॥

असणे तह पडिक्कमणे, वयण वज्जे
विसेसकज्ज विणा।

सक्कीयमुवहिं च तहा, पडिलेहतो
न वेमि सया ॥१४॥

અર્થ—આહાર પાણી કરતા તેમ જ પ્રતિક્રમણ કરતા કોઈ મહત્ત્વના કાર્ય વગર કોઈને કાંઈ હું નહિ એટલે કે કોઈ સગાથે વાર્તાલાપ કરું નહિ એ જ રીતે આપણી (સુખે નિર્વાહી શકાય અને ઉપયોગમા લઈ શકાય એટલી બધી) ઉપધિની પડિલેહણા કરતા હુ કદાપિ બોલુ નહિ ॥ ૧૪ ॥

अन्नजले लब्भते, विहरे नो धावण सकज्जेण।
अगलिअजल न विहरे, जरवाणीय विसेसेण ॥१५॥

અર્થ—૩ એષણાસમિતિ-બીજા નિર્દોષ પ્રાસુક (નિર્જીવ) જળ મળતા હોય ત્યા સુધી પોતાને પ્રયોજન (ખપ) છતા ધોવણુ (વાણુ જળ) હું ગ્રહણુ કરુ નહિ વળી અણુગળ (ગાળ્યા વગરનુ) જળ હુ લઉં નહિ અને જરવાણી (ઝરેલુ) તો વિશેષે કરીને લઉ નહિ ॥ ૧૫ ॥

सक्कीयमुवहिमाइ, पमज्जिउ निक्खिवेमि
गिण्हेमि।
जइ न पमज्जेमि तओ, तत्थेव कहेमि
नमुक्कार ॥१६॥

અર્થ—૪ આદાન-નિક્ષેપણાસમિતિ-આપણી પોતાની ઉપધિ પ્રમુખ પુંજી-પ્રમાર્જીને તેને ભૂમિ ઉપર સ્થાપન

કરુ તેમ જ ભૂમિ ઉપરથી ગ્રહણ કરુ અને તેમ પૂજવા-પ્રમાર્જવામા ગફલત થાય તો ત્યા જ નવકાર મહામંત્રનો ઉચ્ચાર કરુ (નવકાર ગણુ) ॥ ૧૬ ॥

जत्थ व तत्थ व उज्झणि, दंडगउवहीण अंबिल कुव्वे ।
सयमेग सज्झाय, उस्सग्गे वा गणेमि अह ॥१७॥

અર્થ —દાંડો પ્રમુખ પોતાની ઉપધિ જ્યા ત્યા (અસ્ત વ્યસ્ત, ઢંગ ધડા વગર) મૂકી દેવાય તો તે બદલ એક આયંબિલ કરુ અથવા ઊભા ઊભા કાઉસગ્ગ મુદ્રાએ રહી એકસો શ્લોક યા સો ગાથા જેટલુ સજ્ઝાય ધ્યાન કરુ ॥૧૭॥

मत्तगपरिट्ठवणम्मि अ, जीवविणासे करेमि निव्विय ।
अविहीइ विहरिऊण, परिठवणे अंबिल कुव्वे ॥१८॥

અર્થ —૫ પારિઠાવણિયા સમિતિ-લઘુનીતિ કે ખેળાદિકનુ ભાજન પરઠવતા કોઈ જીવનો વિનાશ થાય તો નિવી કરુ અને અવિધિથી (સદોષ) આહાર પાણી પ્રમુખ વહોરીને પરઠવતા એક આયબિલ કરુ ॥ ૧૮ ॥

अणुजाणह जस्सुग्गह, कहेमि उच्चारमत्तगट्ठाणे ।
सह सन्ना-डगलग जोग, कप्पतिप्पाइ वोसिरे तिअग ॥१९॥

અર્થ —વડીનીતિ કે લઘુનીતિ કરવાના કે પરઠવવાના

સ્થાને 'અણુજાણહ જસ્સગ્ગહો' પ્રથમ કહુ, તેમ જ તે લઘુ-વડી નીત પાણી લેપ અને ડગલ પ્રમુખ પરઠવ્યા પછી ત્રણ વાર 'વોસિરે' કહું ॥૧૯॥

रागमये मणवयणे, इक्किक्क निव्विय करेमि अहं
कायकुचिट्ठाए पुणो उववास अबिल वा वि ॥२०॥

અર્થ—મન-વચન-કાયગુપ્તિ— મન અને વચન રાગમય-રાગાકુળ થાય તો હું એક નિવી કરુ અને જો કાયકુચેષ્ટા થાય-ઉન્માદ જાગે તો ઉપવાસ અથવા આયબિલ કરુ ॥૨૦॥

बेंदियमाईण वहे, इंदिअसखा करेमि निव्वियया।
भयकोहाइवसेण, अलीयवयणमि अबिलय ॥२१॥

અર્થ—અહિ સાનતે-બે ઇંદ્રિય પ્રમુખ જીવની વિરાધના (પ્રાણહાનિ) મારા પ્રમાદાચરણથી થઈ જાય તો તેની ઇંદ્રિયો જેટલી નિવીઓ કરુ સત્યવ્રતે ભય, ક્રોધ, લોભ અને હાસ્યાદિકને વશ થઈ જઈ જૂઠુ બોલી જાઉ તો આયબિલ કરુ ॥૨૧॥

पढमालियाइ न गिण्हे, घयाइ वत्थूण गुरुअदिट्ठाण।
दडगतप्पणगाइ, अदिन्नगहणे य अबिलय ॥२२॥

અર્થ—અસ્તેય વ્રતે—પઢમાલિયા (પ્રથમ ભિક્ષા)મા આવેલા જે ઘૃતાદિક પદાર્થ તે ગુરુ મહારાજને દેખાડયા વગરના હોય તે હું લઉ નહિ (વાપરુ નહિ) અને દાંડો,

તર્પણી વગેરે બીજાની રજા વગર લઉ-વાપરુ તો આયબિલ કરુ ॥ ૨૨ ॥

एगित्थीहि वत्ति, न करे परिवाडिदाणमवि तासिं।
इगवरिसारिहमुवहि, ठावे अहिग न ठावेमि ॥२३॥

અર્થ —બ્રહ્મવ્રતે—એકલી સ્ત્રી સગાથે વાર્તાલાપ ન કરુ અને સ્ત્રીઓને (સ્વાત્ર) ભણુાવુ નહિ પરિગ્રહપરિહારવ્રતે—એક વર્ષ યોગ્ય (ચાલે તેટલી જ) ઉપધિ રાખુ, પણ એથી અધિક ન જ રાખુ ॥૨૩॥

पत्तगटुप्परगाइ, पनरस उवरिं न चेव ठावेमि।
आहाराण चउण्ह, रोगे वि अ सनिहि न करे॥२४॥

અર્થ —પાત્રા અને કાચલા પ્રમુખ પદર ઉપરાંત ન જ રાખુ રાત્રિભોજનવિરમણવ્રતે—અશન, પાન, ખાદિમ અને સ્વાદિમ રૂપ ચાર પ્રકારના આહારનો (લેશમાત્ર) સનિધિ, રોગાદિક કારણે પણ રાખુ-કરુ નહિ ॥ ૨૪ ॥

महरोगे वि अ काढ, न करेमि निसाइ पाणीय न पिबे।
साय दोघडियाण, मज्झे नीरपि न पिवेमि ॥२५॥

અર્થ —મહાન્ રોગ થયો હોય તોપણ ક્વાથ ન કરુ-ઉકાળો પીઉ નહી, તેમ જ રાત્રી સમયે જળપાન કરુ નહિ અને સાંજે છેલ્લી બે ઘડીમા (સૂર્યાસ્ત પહેલાની બે ઘડીના કાળમા) જળપાન પણ કરુ નહિ, તો પછી બીજા અશનાદિક આહાર કરવાની તો વાત જ શી ? ॥ ૨૫ ॥

अहवा निच्छिअ सूरे, काले नीर करेमि सयाकाल।
अणहारोसहसनिहि-मवि नो ठावेमि वसहीए ।।२६।।

અર્થ—અથવા સૂર્ય નિશ્ચે દેખાતે છતે જ ઉચિત અવસરે સદાય જળપાન કરી લેઉ-સુર્યાસ્ત પહેલા જ સર્વ આહાર સબધી પચ્ચખ્ખાણ કરી લઉ અને અણાહારી ઔષધનો સનિધિ પણ ઉપાશ્રયમા રાખુ-રખાવુ નહિ ાાર૬ાા

तवआयारे गिण्हे, अह नियमे कइवि सत्तीए ।
ओगाहिय न कप्पइ, छट्ठाइतव विणा उ जोग
च ।।२७।।

અર્થ—હવે તપ આચાર વિષે કેટલાક નિયમો શક્તિ અનુસારે ગ્રહણ કરુ છુ છટ્ઠ (એકસાથે બે ઉપવાસ) આદિક તપ કર્યો હોય તેમજ યોગ વહન કરનો હોઉ તે વગર મને અવગ્રાહિત ભિક્ષા લેવી કપે નહિ ાા ૨૭ાા

निव्वियतिग च अविल-दुग विणु नो करेमि
विगयमह ।
विगइ दिणे खडाई–णकारनियमो अ
जाजीव ।।२८।।

અર્થ—લાગલાગા ત્રણ નિવીઓ અથવા બે આયબિલ કર્યા વગર હું વિગઈ (દૂધ દહી ઘી પ્રમુખ) વાપરુ નહિ

અને વિગઇ વાપરુ તો દિવસે આઠ પ્રમુખ વિશિષ્ટ (સાથે મેળવીને નહિ વાપરવાનો) નિયમ જાવજ્જીવ સુધી પાળુ ॥२८॥

निव्वियाइ न गिण्हे, निव्वियतिगमज्झि विगइ दिवसे अ।
विगइ नो गिन्हेमि य, दुन्नि दिणे कारण मुत्तु ॥२९॥

અર્થ—ત્રણ નિવી લાગોલાગ થાય તે દરમિયાન તેમ જ વિગઈ વાપરવાના દિવસે નિવિયાતા ગ્રહણ કરુ નહિ-વાપરુ નહિ તેમ જ બે દિવસ સુધી લાગટ કોઈ તેવા પુષ્ટ કારણ વગર વિગઈ વાપરુ નહિ ॥ ૨૯ ॥

अट्ठमीचउद्दसीसु, करे अह निव्वियाइ तिन्नेव।
आविलदुग च कुव्वे, उववास वा जहासत्ति ॥३०॥

અર્થ—પ્રત્યેક અષ્ટમી અને ચતુર્દશીને દિવસે શક્તિ હોય તો ઉપવાસ કરુ, નહિ તો તે બદલે બે આયંબિલ અથવા ત્રણ નિવીઓ પણ કરી આપુ ॥ ૩૦ ॥

दव्वखित्ताइगया, दिणे दिणे अभिग्गहेअव्वा।
जीयम्मि जओ भणिअ, पच्छित्तमभिग्गहाभावे ॥३१॥

અર્થ—પ્રતિદિન દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવગત અભિગ્રહો* ધારણ કરવા, કેમ કે અભિગ્રહ ન ધારીએ તો પ્રાયશ્ચિત્ત આવે એમ જીતકલ્પમા ભાખ્યુ છે ॥ ૩૧ ॥

---

* અમુક વસ્તુ અમુક સ્થળે અમુક વખતે અને અમુક રીતે મળે તે જ ભિક્ષા વખતે લેવી એવા પ્રકારની વિશિષ્ટ પ્રતિજ્ઞા ધારવી તે.

विरियायारनियमे गिन्हे कइअवि जहासत्ति ।
दिण पण गाहाइण, अत्थ गिन्हे मणेण सया ॥३२॥

અર્થ —વીર્યાચાર સબધી કેટલાક નિયમો યથાશક્તિ હુ ગ્રહણ કરુ છુ સદા સર્વદા પાચ ગાથાદિકના અર્થ હુ ગ્રહણ કરી મનન કરુ ॥ ૩૨ ॥

पण वार दिण मज्झे, पमाययत्ताण देमि हियसिक्ख ।
एग परिठवेमि अ, मत्तय सव्वसाहूण ॥३३॥

અર્થ —આખા દિવસમા સયમ માર્ગમા (ધર્મકાર્યમા) પ્રમાદ કરનારાઓને હુ પાચ વાર હિતશિક્ષા (શિખામણ) આપુ અને સર્વ સાધુઓને એક માત્રક (પરઠવવાનુ ભાજન) પરઠવી આપુ ॥ ૩૩ ॥

चउवीस वीस वा, लोगस्स करेमि काउस्सग्गम्मि ।
कम्मखयट्ठा पइदिण, सज्झाय वा वि तम्मित्त ॥३४॥

અર્થ —પ્રતિદિવસ કર્મક્ષય અર્થે ચોવીસ કે વીસ લોગસ્સનો કાઉસગ્ગ કરુ, અથવા એટલા પ્રમાણમા સજ્ઝાય ધ્યાન કાઉસગ્ગમા રહી સ્થિરતાથી કરુ ॥ ૩૪ ॥

निद्दाइपमाएण, मडलिभगे करेमि अविलय ।
नियमा करेमि एग, खिम्सामणाय च साहूण ॥३५॥

અર્થ —નિદ્રાદિક પ્રમાદવશ મડળીનો ભગ થઈ જાય (મડળીમા બનાવ? વખતે હાજર ન થઈ શકુ) તો એક

આયબિલ કરુ અને સહુ સાધુજનોની એક વખત વિશ્રામણા—વૈયાવચ્ચ નિશ્ચે કરુ ॥ ૩૫ ॥

सेह-गिलाणाइण, जिणावि सघाडयाईसबध ।
पडिलेहणमछ्छगपरि—ठवणाइ कुव्वे जहासत्ति ॥३६॥

અર્થ —સઘાડાદિકનો કશો સબધ ન હોય તોપણ લઘુ શિષ્ય (બાલ) અને ગ્લાન સાધુ પ્રમુખનુ પડિલેહણ કરી આપુ, તેમ જ તેમના ખેળ પ્રમુખ મળની કુડીને પરઠવવા વગેરે કામ પણ હુ યથાશક્તિ કરી આપુ ॥ ૩૬ ॥

वसहीपवेसि निग्गमि, निसीहि आवस्सियागे विस्सरणे ।
पायाऽपमज्जणे वि य, तत्थेव कहेमि नवकार ॥३७॥

અર્થ —વસતિ (ઉપાશ્રય—સ્થાન) મા પ્રવેશ કરતા 'નિસ્સીહી' અને તેમાથી નિકળતા 'આવસ્સહી' કહેવી ભૂલી જાઉ તેમ જ ગામમા પેસતા કે નીસરતા પગ પૂજવા વીસરી જાઉ તો (યાદ આવે તે જ સ્થળે) નવકાર મ ત્ર ગણુ ॥૩૭॥

भयव पसाउ करिउ, इच्छाइ अभासणम्मि वुड्ढेसु ।
इच्छाकाराऽकरणे, लहुसु साहूसु कज्जेसु ॥३८॥

सव्वत्थ वि खलिएसु, मिच्छाकारस्स अकरणे तह य ।
सयमन्नाउ वि सरिए, कहियव्वो पच नवकारो ॥३९॥

અર્થઃ—કાર્ય પ્રસંગે વૃદ્ધ સાધુઓને 'હે ભગવન્! પસાય કરી' અને લઘુ સાધુને 'ઈચ્છકાર' એટલે તેમની ઈચ્છા અનુસારે જ કરવાનું કહેવું ભૂલી જાઉં, તેમ જ સર્વત્ર જ્યારે જ્યારે ભૂલ પડે ત્યારે ત્યારે 'મિચ્છાકાર' એટલે 'મિચ્છા મિ દુક્કડં' એમ કહેવું જોઈએ તે વીસરી જાઉં તો જ્યારે મને પોતાને સાભરી આવે અથવા કોઈ હિતસ્વી સંભારી આપે ત્યારે તત્કાળ મારે નવકાર મંત્ર ગણવો ॥ ૩૮ ॥ ૩૯ ॥

वुड्ढस्स विणा पुच्छ, विसेसवत्थु न देमि गिण्हे वा।
अन्नपि अ महकज्ज, वुड्ढ पुच्छिय करेमि सया ॥४०॥

અર્થઃ—વૃદ્ધ (વડીલ)ને પૂછ્યા વગર વિશેષ વસ્ત્ર (અથવા વસ્તુ) લઉં દઉં નહિ અને મોટા કામ વૃદ્ધ (વડીલ) ને પૂછીને જ સદાય કરું, પણ પૂછ્યા વગર કરું નહિ ॥ ૪૦ ॥

दुब्बलसंघयणाण वि, एए नियमा सुहावहा पाय।
किंचिवि वेरग्गेण, गिहिवासो छड्डिओ जेहिं ॥४१॥

અર્થ—જેમનો શરીરનો બાંધો નબળો છે એવા દુર્બળ સંઘયણવાળા છતાં પણ જેમણે કંઈક વૈરાગ્યથી ગૃહસ્થવાસ છાંડ્યો છે તેમને આ ઉપર જણાવેલા નિયમો પાળવા પ્રાય સુગમ છે ॥ ૪૧ ॥

सपइकाले वि इम, काउ सक्के करेइ नो निअमे।
सो साहुत्त गिहित्तण, उभयभट्ठो मुणेयव्वो ॥४२॥

અર્થ —સંપ્રતિ કાળે પણ સુખે પાળી શકાય એવા આ નિયમોને જે આદરે-પાળે નહિ, તે સાધુપણાથકી અને ગૃહસ્થપણાથકી ઉભયભ્રષ્ટ થયો જાણવો ॥ ૪૨ ॥

जस्स हिअयम्मि भावो, थोवो वि न होइ
नियमगहणमि।
तस्स कहण निरत्थय—मसिरावणि कूवखणणं
व ॥४३॥

અર્થ —જેના હૃદયમાં ઉક્ત નિયમો ગ્રહણ કરવાનો લગારે ભાવ ન હોય તેમને આ નિયમ સંબંધી ઉપદેશ કરવો એ (સિરા)-સર વગરના સ્થળે કૂવો ખોદવા જેવો નિરર્થક-નિષ્ફળ થાય છે ॥ ૪૩ ॥

सघयण काल-बल दूसमा—रयालवणाइ घित्तुणं।
सव्व चिअ निअमधुर, निरुज्जमाओ
पमुच्चंति ॥४४॥

અર્થ —(નબળા) સંઘયણ, કાળ, બળ અને દુષમ આરો એ આદિ હીણા આલંબન પકડીને પુરૂષાર્થ વગરના પામર જીવો આળસ પ્રમાદથી બધી નિયમ ધુરાને છોડી દે છે ॥૪૪॥

वुच्छिन्नो जिणकप्पो, पडिमाकप्पो अ संपइ नत्थि।
सुद्धो अ थेर कप्पो, संघयणाईण हाणीए ॥४५॥

तहवि जइ एअ नियमा–राहणविहिए

जएज्ज चरणम्मि।

सम्ममुवउत्तचित्तो, तो नियमाराहगो होई ॥४६॥

અર્થ —(સંપ્રતિ કાળે) જિનકલ્પ વ્યુચ્છિન્ન થયેલો છે વળી પ્રતિમાકલ્પ પણ અત્યારે વર્તતો નથી તથા સંઘયણાદિકની હાનિથી શુદ્ધ સ્થવિરકલ્પ પણ પાળી શકાતો નથી તોપણ જે મુમુક્ષુઓ આ નિયમોના આરાધન વિધિ વડે સમ્યગ્ ઉપયુક્ત ચિત્ત થઈ ચારિત્ર સેવનમાં ઉજમાળ બનશે તો તે નિયમા-નિશ્ચે આરાધક ભાવને પામશે ॥ ૪૫ ॥ ૪૬ ॥

एए सव्वे नियमा, जे सम्म पालयंति वेरग्गा।

तेसिं दिक्खा गहिआ, सफला सिवसुहफल

देइ ॥४७॥

અર્થ —આ સર્વે નિયમોને જે (શુભાશયો) વૈરાગ્યથી સમ્યગ્ રીતે પાળે છે, આગધે છે તેમની ગ્રહણ કરેલી દીક્ષા સફળ થાય છે એટલે તે શિવસુખફળને આપે છે ॥ ૪૭ ॥

---

# पुण्यकुलकम्

सपुन्नइंदियत्त, माणुसत्त च आरियखित्त ।
जाइ कुल जिणधम्मो, लब्भंति पभूयपुण्णेहिं ॥१॥

અર્થઃ—સંપૂર્ણ ઇંદ્રિયપણુ—કઈ પણ ખોડ ખાપણ વગરની સઘળી (પાચે) ઇન્દ્રિયોની પ્રાપ્તિ, મનુષ્યપણુ, આર્યક્ષેત્રમા અવતાર, ઉત્તમ જાતિ, ઉત્તમ કુળ અને વીતરાગ ભાષિત જૈનધર્મ—એ સઘળા વાના પ્રભૂત (પુષ્કળ) પુન્યથી પ્રાપ્ત થઈ શકે છે ॥ ૧ ॥

जिणचलणकमलसेवा, सुगुरुपायपज्जुवास चेव ।
सज्झायवायवडत्त, लब्भंति पभूयपुण्णेहिं ॥२॥

અર્થઃ—જિન—અરિહંતના ચરણકમળની સેવા—ભક્તિ, સદ્ગુરુના ચરણની પર્યુપાસના, સજ્ઝાય ધ્યાન તથા ધર્મ વાદમા વડાપણુ એ સઘળા વાના પ્રભૂત પુન્ય યોગે પ્રાપ્ત થઈ શકે છે ॥ ૨ ॥

सुद्धो बोहो सुगुरूहिं, सगमो उवसम दयालुत्त।
दक्खिण्णकरण ज, लब्भंति पभूयपुण्णेहिं ॥३॥

અર્થ—શુદ્ધ બોધિબીજ રૂપ સમકિતરત્નનું પામવુ,

---

૧ "सब्भाववायवत्त" એવો જ પાઠ હોય તો સદ્ભૂત યથાતથ્ય વાદમાં અપરાજિતપણ એવો અર્થ સભવે છે

सुगुरुनो समागम, उपशम भाव-शमता, दयाळुपणु, अने दाक्षिण्यता गुणनुं पालन ए बधा वाना प्रभूत पुन्ययोगे प्राप्त थाय छे ॥ ३ ॥

समत्त निच्चल त, वयाण परिपालण अमायत्त ।
पढण गुणण विणओ, लब्भंति पभूयपुण्णेहिं ॥४॥

अर्थ —सम्यक्त्व (समकित)मा निश्चलता, व्रतोनुं (अथवा बोलेला वचनोनुं) परिपालन, निर्मायीपणु, भणवु, गणवु अने विनय ए बधा वाना महापुन्ययोगे प्राप्त थई शके छे ॥ ४ ॥

उस्सग्गे अववाये, निच्छयववहारम्मि निउणत्त ।
मणवयणकायसुद्धी, लब्भति पभूयपुण्णेहि ॥५॥

अर्थः—उत्सर्ग-विधिमार्ग अने अपवाद-निषेधमार्ग तेमा तथा निश्चय-साध्यमार्ग अने व्यवहार-साधनमार्ग तेमा निपुणपणु, तेमज मन वचन कायानी शुद्धि-पवित्रता-निर्दोषता-निष्कलकता ए बधा वाना प्रभूत पुन्ययोगे प्राप्त थई शके छे ॥ ५ ॥

अवियार तारुण्ण, जिणाण राओ परोवयारत्त ।
निक्कपया य झाणे, लब्भति पभूयपुण्णेहि ॥६॥

अर्थ —निर्विकार-विकार वगरनुं यौवन, जिनशासन उपर (चोळमजीठ जेवो) राग, परोपकारीपणु अने ध्यानमा

નિશ્ચલતા એ બધા વાના મહાપુન્યયોગે પ્રાપ્ત થઈ શકે છે ॥ ૬ ॥

परनिंदापरिहारो, अप्पसंसा अत्तणो गुणाण च।
संवेगो निव्वेओ, लब्भति पभूयपुण्णेहिं ॥७॥

અર્થ—પરનિંદાનો ત્યાગ અને આપણા ગુણોની શ્લાઘા-પ્રશંસાથી દૂર રહેવું, તેમ જ સંવેગ-મોક્ષાભિલાષ અને નિર્વેદ-ભવવૈરાગ્ય એ બધા વાના પ્રભૂત પુન્યયોગે પ્રાપ્ત થાય છે ॥ ૭ ॥

निम्मलसीलब्भासो, दाणुल्लासो विवेगसंवासो।
चउगइदुहसंतासो, लब्भति पभूयपुण्णेहिं ॥८॥

અર્થ—નિર્મળ-શુદ્ધ શીલનો અભ્યાસ, સુપાત્રાદિક દાન દેતાં ઉલ્લાસ, હિતાવહ સંબંધી વિવેકમહિતપણું અને ચાર ગતિના દુઃખથી સંપૂર્ણ ત્રાસ એ બધા વાના મહાપુન્યના યોગે પ્રાપ્ત થાય છે ॥ ૮ ॥

दुक्कडगरिहा सुकडा णुमोयण पायच्छित्ततवचरणं।
सुहझाणनमुक्कारो, लब्भति पभूयपुण्णेहिं ॥९॥

અર્થ—કરેલા પાપકૃત્યની આલોચના-નિંદા, સારા કૃત્યો કર્યા હોય તેની અનુમોદના, કરેલા પાપનો છેદ કરવા માટે ગુરૂ મહારાજે બતાવેલા તપનું કે-આચરણ, શુભ ધ્યાન ધરવું અને નવકાર મહામંત્રનો જાપ કરવો એ સઘળા વાના મહાપુન્યયોગે પ્રાપ્ત થઈ શકે છે ॥ ૯ ॥

**इय गुणमणिभंडारो, सामग्गी पाविऊण जेण कओ।**
**विच्छिन्नमोहपासा, लहंति ते सासय सुक्खं ॥१०॥**

અર્થ —આ ઉપર બતાવ્યા મુજબ ગુણમણિ-રત્નના ભંડાર જેવા સુકૃત્યો, સઘળી રૂડી સામગ્રી પ્રાપ્ત કરીને જે મહાનુભાવો કરે છે-આચરે છે તે પુણ્યાત્માઓ સઘળા મોહ પાસથી સર્વથા મુક્ત થઈને શાશ્વત સુખરૂપ મોક્ષપદને પામે છે ॥ ૧૦ ॥



# दानमहिमागर्भितं
# श्रीदानकुलकम्

परिहरिअरज्जसारो, उप्पाडिअसजमिक्कगुरुभारो।
खधाओ देवदूस, विअरतो जयउ वीरजिणो ॥१॥

અર્થ —સમસ્ત રાજ્ય-ઋદ્ધિનો અનાદર કરીને સયમ સબધી અતિ ઘણો ભાર જેમણે ઉપાડયો છે અને ઇન્દ્ર મહારાજે દીક્ષા સમયે સ્કધ ઉપર સ્થાપેલુ દેવદૂષ્ય વસ્ત્ર પણ જેમણે પછાડી લાગેલા વિપ્રને આપી દીધુ તે શ્રી વીરપ્રભુ જયવતા વર્તો ॥ ૧ ॥

धम्मत्थकामभेया, तिविह दाण जयम्मि विक्खाय
तहवि अ जिणिदमुणिणो, धम्मदाणं पससति ॥२॥

અર્થ —ધર્મદાન, અર્થદાન અને કામદાન એમ ત્રણ પ્રકારનુ દાન દુનિયામા પ્રસિદ્ધ છે તોપણ જિનેશ્વર પ્રભુની આજ્ઞાના રસિક મુનિઓ ધાર્મિક દાનને જ પ્રશસે છે ॥૨॥

दाण सोहग्गकर, दाण आरुग्गकारण परम ।
दाण भोगनिहाण, दाण ठाण गुणगणाण ॥३॥

અર્થ —દાન સુખ-સૌભાગ્યકારી છે દાન પરમ આરોગ્યકારી છે દાન પુણ્યનુ નિધાન છે એટલે ભોગફલકારી છે અને અનેક ગુણગણોનું ઠેકાણુ છે ॥ ૩ ॥

दाणेण फुरइ कित्ती, दाणेण होइ निम्मला कती ।
दाणावज्जिअहिअओ, वेरी वि हु पाणिय वहइ ।४।

અર્થ—દાનવડે કીર્તિ વધે છે, દાનથી નિર્મળ કાંતિ વધે છે અને દાનથી વશ થયેલા હૃદયવાળો દુશ્મન પણ (દાતારના) ઘરે પાણી ભરે છે ॥ ૪ ॥

धणसत्थवाहजम्मे, ज घयदाण कय सुसाहूण ।
तक्कारणमुसभजिणो, तेलुक्कपियामहो जाओ ।।५।।

અર્થ—ધનસાર્થવાહના ભવમા સુસાધુજનોને જે ઘીનું દાન દીધું હતું તે પુણ્યના પ્રભાવથી ઋષભદેવ ભગવાન ત્રણ લોકના પિતામહ¹ (નાથ) થયા ॥ ૫ ॥

करुणाइ दिन्नदाणो, जम्मतरगहिअपुण्णकिरिआणो ।
तित्थयरचक्करिद्धि, सपत्तो सतिनाहो वि ।।६।।

અર્થ—પાછલા ભવમા કરુણાવડે (પારેવાને) અભયદાન આપ્યું અને પુણ્ય-કરિયાણુ ખરીદી લીધુ તેથી શાંતિનાથજી તીર્થંકર અને ચક્રવર્તીની ઋદ્ધિ પામ્યા ॥ ૬ ॥

पंचसयसाहुभोयण दाणावज्जिअसुपुण्णपब्भारो ।
अच्छरिअचरिअभरिओ, भरहो भरहाहिवो

¹ પુત્રોને ભોજનદાન

બહુ ભારે પુણ્ય પેદા કર્યું છે તે આશ્ચર્યકારક ચરિત્રથી ભરેલો એવો ભરત ભરતક્ષેત્રનો નાયક-ચક્રવર્તી થયો ॥ ૭ ॥

मूल विणा वि दाउ, गिलाणपडिअरणजोगवत्थूणि।
सिद्धो अ रयणकवल-चदणवणिओ वि तम्मि भवे ॥८॥

અર્થ —ગ્લાન ( માંદા ) મુનિને વાપરવા યોગ્ય વસ્તુઓ વગર મૂલ્યે આપવાથી રત્નકબલ અને બાવનાચંદનનો વ્યાપારી વાણિયો તે જ ભવમાં સિદ્ધિપદ પામ્યો ॥૮॥

दाऊण खीरदाण, तवेण सुसिअगसाहुणो धणिअ।
जणजणिअचमक्कारो, सजाओ सालिभद्दो वि ॥९॥

અર્થ —તપસ્યાવડે શોષિત દેહવાળા સાધુ મુનિરાજને ક્ષીરનું ઘણું દાન દેવાથી તત્કાળ સહુ કોઈને ચમત્કાર ઉપજાવે એવો ઋદ્ધિપાત્ર શાલિભદ્ર કુમાર થયો ॥ ૯ ॥

जम्मतरदाणाओ, उल्लसिआऽपुव्वकुसलझाणाओ।
कयउन्नो कयपुन्नो, भोगाण भायण जाओ ॥१०॥

અર્થઃ—પૂર્વ જન્મમાં દીધેલા દાનના પ્રભાવથી પ્રગટ થયેલા અપૂર્વ (અદ્ભુત) શુભ ધ્યાન થકી પુણ્યશાળી એવો કયવન્નો શેઠ વિશાળ સુખભોગનો ભાગી થયો ॥ ૧૦ ॥

घयपूस-वत्थपूसा, महरिसिणो दोसलेसपरिहीणा।
लद्धीइ सव्वगच्छो-वग्गहगा सुहगइ पत्ता ॥११॥

અર્થ—બિલકુલ દોષ રહિત એવા કૃતપુણ્ય અને વસ્ત્રપુણ્ય નામના મહામુનિઓ ભ્રવવિધિવડે સકળ ગચ્છની ભક્તિ કરતા છતા સદ્ગતિને પામ્યા ॥ ११ ॥

जीवतसामिपडिमाए, सासण विअरिऊण भत्तीए
पव्वइऊण सिद्धो, उदाइणो चरमरायरिसी ॥१२॥

અર્થ—જીવત ( મહાવીર ) સ્વામીની પ્રતિમા માટે ભક્તિથી શાસનમા વિચરીને ( ગામ ગરાસ આપીને ) છેવટે દીક્ષા ગ્રહણ કરીને ઉદાયી નામનો છેલ્લો રાજર્ષિ મોક્ષગતિને પામ્યો ॥ १२ ॥

जिणहरमडिअवसुहो, दाउ अणुकपभत्तिदाणाइ
तित्थप्पभावगेरहिं, सपत्तो सपइराया ॥१३॥

અર્થ—જેણે પૃથ્વીને જિનચૈત્યોથી મ ડિત કરી છે એવો સ પ્રતિ રાજા અનુકપાદાન અને ભક્તિદાન દેવાવડે મહાન શાસનપ્રભાવકની પ ક્તિમા લેખાયો ॥ १३ ॥

दाउ सद्धासुद्धे, सुद्धे कुम्मासए महामुणिणो ।
सिरिमूलदेवकुमारो, रज्जसिरिं पाविओ गुरुइ ॥१४॥

અર્થ—રૂડી શ્રદ્ધાવડે-શુદ્ધ ભાવપૂર્વક નિર્દોષ એવા અડદના બાકળા મહામુનિને દેવાવડે ( જિતશત્રુ રાજાનો પુત્ર ) શ્રી મૂળદેવ કુમાર વિશાળ રાજ્યલક્ષ્મીને પામ્યો ॥१४॥

अइदाणमुहरकविअण विरइअसयसखकव्व-
वित्थरिअ।
विक्कमनरिंदचरिअ, अज्जवि लोए परिप्फुरइ ॥१५॥

અર્થ—અતિદાન મળવાથી વાચાળ થયેલા કવિઓ (૫ ડિતો)એ સે કડો કાવ્યોવડે વિસ્તારેલુ શ્રી વિક્રમાદિત્ય રાજાનુ ચરિત્ર અદ્યાપિ પર્ય ત લોકમા પ્રસિદ્ધ થઈ ગયુ છે ॥ ૧૫ ॥

तियलोयबधवेहि, तब्भवचरिमेहिं जिणवरिंदेहि।
कयकिच्चेहि वि दिन्न, सवच्छरिय महादाण ॥१६॥

અર્થ—ત્રણ લોકના બ ધુ એવા જિનેશ્વરો તે જ ભવમા નિશ્ચિત મોક્ષ જવાના અને કૃતકૃત્ય છતા પણ તેમણે સાવ ત્સરિક (એક વર્ષ પર્ય ત) મહાદાન આપ્યુ ॥ ૧૬ ॥

सिरिसेयसकुमारो, निस्सेयससामिओ कह
न होइ।
फासुअदाणपवाहो, पयासिओ जेण भरहम्मि ॥१७॥

અર્થ—જેણે પ્રાસુક ( નિર્દોષ ) દાનનો પ્રવાહ આ ભરતક્ષેત્રમા ચલાવ્યો એવો શ્રીશ્રેયાસકુમાર મોક્ષનો અધિકારી કેમ ન થાય ? ॥ ૧૭ ॥

कह सा न पससिज्जइ, चदणबाला जिणिददाणेण।
छम्मासिअतवतविओ, निव्वविओ जीए
वीरजिणो ॥१८॥

અર્થ—છ માસી તપ જેમણે કરેલો છે એવા વીર પ્રભુને જેણીએ અડદના બાકુળા પડિલાભાવવાડે સંતોષ્યા તે ચંદનબાળાની કેમ પ્રશંસા ન કરીએ ? ॥ ૧૮ ॥

पढमाइ पारणाइ, अकरिसु करंति तह करिस्संति ।
अरिहंता भगवंतो, जस्स घरे तेसि धुवं सिद्धी ॥१९॥

અર્થ—અરિહંત ભગવંતોએ જેમના ઘરે પ્રથમ (તપના) પારણા કર્યા છે, કરે છે અને કરશે તે ભવ્યાત્માઓ અવશ્ય મોક્ષગામી જ જાણવા ॥ ૧૯ ॥

जिणभवण बिंब-पुत्थय-संघसरूवेसु सत्तखित्तेसु ।
ववित्र धणं पि जायइ, सिवफलयमहो
अणंतगुणं ॥२०॥

અર્થ—અહો ! જિનભુવન (જિનમંદિર), જિનબિંબ (પ્રતિમા), પુસ્તક અને ચતુર્વિધ સંઘરૂપ સાતે ક્ષેત્રોમાં વાવેલું ધન અનંતું અક્ષય ફળ આપનારું થાય છે (એમ સમજી ધનની મમતા તજી, તેનો સદ્વ્યય કરી ધનવંત લોકોએ તેનો લહાવો લેવો) ॥ ૨૦ ॥



# शीलमहिमागर्भितं
# श्रीशीलकुलकम्

सोहग्गमहानिहिणो, पाए पणमामि
नेमिजिणवइणो ।
बालेण भुयबलेण, जणद्दणो जेण निज्जिणिओ ।।१।।

અર્થ —જેમણે બાલ્યાવસ્થામા પોતાના ભુજબળવડે કૃષ્ણજીને સર્વથા જીતી લીધા હતા તે સુખ-સૌભાગ્યના સમુદ્ર એવા શ્રી નેમિનાથ પ્રભુના ચરણકમળને હું પ્રણમું છુ ॥ ૧ ॥

सील उत्तमवित्त, सील जीवाण मगल परम ।
सीलं दोहग्गहर, सील सुक्खाण कुलभवण ॥२॥

અર્થ —શીલ-સદાચરણ જ પ્રાણીઓનું ઉત્તમ ધન છે, શીલ જ પરમ મગલરૂપ છે, શીલ જ દુ ખદારિદ્રને હરનારુ છે અને શીલ જ સકળ સુખનું ધામ છે ॥ ૨ ॥

सील धम्मनिहाण, सील पावाणखडण भणिय ।
सील जतूण जए, अकित्तिम मडण परम ॥३॥

અર્થ —શીલ જ ધર્મનું નિધાન છે, શીલ-સદાચરણ જ પાપનું ખડનકારી કહ્યુ છે અને શીલ જ જગતમા પ્રાણીઓનો સ્વાભાવિક શ્રેષ્ઠ શણગાર છે, એમ ભાખ્યું છે ॥ ૩ ॥

नरयदुवारनिरुंभण-कवाडसपुडसहोअरच्छायं ।
सुरलोअधवलमंदिर–आरुहणे पवरनिस्सेणिं ॥४॥

અર્થઃ—શીલ જ નરકના દ્વાર બંધ કરવાને કમાડની જોડ જેવુ જબરજસ્ત છે, અને દેવલોકના ઉજ્જવળ વિમાનો ઉપર આરૂઢ થવાને ઉત્તમ નિસરણી સમાન છે ॥ ૪ ॥

सिरिउग्गसेणधूया, राईमई लहउ सीलवईरेह।
गिरिविवरगओ जीए, रहनेमी ठानिओ मग्गे॥५॥

અર્થ—શ્રી ઉગ્રસેનરાજાની પુત્રી રાજીમતી શીલવતીમા શ્રેષ્ઠ ગણવા યોગ્ય છે, કે જેણે ગુફામા પ્રથમથી આવી ચઢેલા અને મોહિત થયેલા રહનેમિને સંયમમાર્ગમા પાછા સ્થાપિત કર્યા-સ્થિર કર્યા ॥ ૫ ॥

पज्जलिओ वि हु जलणो,सीलप्पभावेण पाणीअ होई।
सा जयउ जए सीआ, जीसे पयडा जसपडाया ॥६॥

અર્થ—શીલના પ્રભાવથી, પ્રજ્વલિત કરેલો એવો પણ અગ્નિ ખરેખર જળરૂપ થઈ ગયો એવી જશ-પતાકા જેની જગમા ફરકી રહી છે એ સીતાદેવી જયવંતી વર્તો ॥૬॥

चालणीजलेण चपाए, जीए उग्घाडिअ दुवारतिग।
कस्स न हरेइ चित्त, तीए चरिअ सुभद्दाए ॥७॥

અર્થ—ચાલણીના જળવડે જેણે ચંપાનગરીના ત્રણ દ્વાર ઉઘાડયા હતા તે સુભદ્રા સતીનું (શીલ) ચરિત્ર કોના ચિત્તને હરણ નથી કરતુ ? ॥ ૭ ॥

नदउ नमयासुंदरी, सा सुचिर जीए पालिअ सील।
गहिलत्तणं पि काउ, सहिआ य विडंवणा विविहा ॥८॥

અર્થ—તે નર્મદા સુંદરી સતી સદાય જયવંતી વર્તો, કે જેણીએ ગ્રહિલપણું (ગાડાપણું) આદરીને પણ શીલવ્રતનું પાલન કર્યું અને (તેની ખાતર) વિવિધ પ્રકારની વિડંબના સહન કરી ॥ ૮ ॥

भद्दं कलावईए, भीसणरण्णम्मि रायचत्ताए।
जं सा सीलगुणेण, छिन्नगा पुणन्नवा जाया ॥९॥

અર્થ—ભયંકર અટવીમાં રાજાએ તજી દીધેલી કલાવતી સતીનું કલ્યાણ થાઓ, કે જેના શીલગુણના પ્રભાવથી છેદાયેલા અંગો પણ ફરી નવા થઈ ગયા ॥ ૯ ॥

सीलवईए सील, सक्कइ सक्को वि वण्णिउं नेव।
रायनिउत्ता सचिवा, चउरो वि पवंचिआ जीए ॥१०॥

અર્થ—શીલવતી સતીના શીલને શક્ર-ઇન્દ્ર પણ વર્ણવવાને સમર્થ થઈ શકે નહિ, કે જેણીએ રાજાએ મોકલેલા ચારે પ્રધાનોને છેતરી સ્વશીલનું રક્ષણ કર્યું છે ॥ ૧૦ ॥

सिरिवद्धमाणपहुणा, सुधम्मलाभुत्ति जीए पट्ठविओ।

सा जयउ जए सुलसा,

सारयससिविमलसीलगुणा ॥११॥

અર્થ —શ્રી વર્ધમાન પ્રભુએ જેહીને ઉત્તમ ધર્મલાભ પાઠવ્યો હતો તે શરદઋતુના ચદ્રમા સમાન નિર્મળ શીલ ગુણવાળી સુલસા સતી સર્વત્ર જયવતી વર્તો ॥ ૧૧ ॥

हरिहरबंभपुरंदर—मयभंजणपंचबाणबलदप्प ।
लीलाइ जेण दलिओ, स थूलभद्दो दिसउ भद्द ॥१२॥

અર્થ —હરિ, હર, બ્રહ્મા અને ઇન્દ્રના મદને ગાળી નાખનારા કામદેવની શક્તિનો ગર્વ જેણે લીલામાત્રમા દળી નાખ્યો તે સ્થૂલભદ્ર (મુનિરાજ) અમારુ કલ્યાણ કરો ॥ ૧૨ ॥

मणहरतारुण्णभरे, पत्थिज्जतो वि तरुणिनियरेण ।
सुरगिरिनिचलचित्तो, सो वयरमहारिसी जयउ॥१३॥

અર્થ —મનોહર યૌવન વયમા અનેક સ્ત્રીસમુદાયવડે (વિષય માટે) પ્રાર્થના કરાતા છતા જે મેરુગિરિ જેવા નિશ્ચળ ચિત્તવાળા (દૃઢ) રહ્યા તે શ્રી વજ્રસ્વામી મહામુનિ જયવતા વર્તો ॥ ૧૩ ॥

थुणिउ (मुणिउ) तरस न सक्का, सड्ढस्स

सुदसणस्स गुणनिवह ।

जो विसमसकडेसु वि, पडिओ वि अखड-

सीलधणो ॥१४॥

અર્થ —તે સુદર્શન શ્રાવકના ગુણગણુને ગાવા (કોઈ પણ) સમર્થ થઈ શકે નહિ કે જે ભારે સંકટમા આવી પડયા છતા અખડ શીલને રાખી શક્યો છે ॥ ૧૪ ॥

सुदरि-सुनद-चिल्लण-मणोरमा अजणा मिगावई अ।
जिणसासणसुपसिद्धा, महासईओ सुह दिंतु॥१५॥

અર્થ —સુદરી, સુનદા, ચિલણા, મનોરમા, અજના અને મૃગાવતી વગેરે જિનશાસનમા પ્રસિદ્ધ થયેલી મહા સતીઓ સુખશાતિ આપો ॥ ૧૫ ॥

अच्चकारीअ दट्ठूण, (सुणिऊण) को न धुणइ किर सीस।
जा अखंडिअसीला, भिल्लवईकयत्थिआ वि ॥१६॥

અર્થ —અચ્ચ કારીભટાનુ (અદ્‌ભુત ચારિત્ર) સાભળીને કોણ (પોતાનુ) મસ્તક ન ધુણાવે ? કે જેણીએ ભિલ્લપતિએ અત્યત કદર્થના કર્યા છતા અડગપણે સ્વશીલને અખડ સાચવી રાખ્યું ॥ ૧૬ ॥

नियमित्त नियभाया, नियजणओ नियपियामहो वा वि।
नियपुत्तो वि कुसीलो, न वल्लहो होइ लोआण॥१७॥

અર્થ—ગમે તો પોતાનો મિત્ર, પોતાનો બધુ, પોતાનો તાત, પોતાના તાતનો તાત કે પોતાનો જ પુત્ર હોય, પણ જો એ કુશીલ હશે તો તે લોકોને પ્રિય થઈ શકશે નહિ ॥ ૧૭ ॥

सव्वेसि पि वयाणं, भग्गाण अत्थि कोइ
पडिआरो ।
पक्कघडस्स व कन्ना, ना होइ सील पुणो
भग्ग ॥१८॥

અર્થ—બીજા બધા વ્રત ભગ્ન થયા હોય તો તેનો ઉપાય કઈ ને કઈ (આલોચના-નિંદા પ્રાયશ્ચિત્તાદિક રૂપ) હોઈ શકે, પણ પાકા ઘડાને કાના સાધવાની પેરે ભાંગેલા શીલને સાધવુ દુર્ઘટ-દુશકય છે ॥ ૧૮ ॥

वेआलभूअरक्खस-केसरिचित्तयगइदसप्पाण ।
लीलाइ दलइ दप्प, पालतो निम्मल सील ॥१९॥

અર્થ—નિર્મલ શીલનું રક્ષણ કરનાર ભવ્યાત્મા, વેતાલ, ભૂત, રાક્ષસ, કેસરીસિંહ, ચિત્તા, હાથી અને સર્પના અહંકારને લીલામાત્રમાં (જોતજોતામાં) દળી નાખે છે ॥ ૧૯ ॥

जे केइ कम्ममुक्का, सिद्धा सिज्झति सिज्झि-
हिंति तहा ।
सव्वेसिं तेसिं बल विसालसीलस्स दुल्ललिअ
(माहप्प) ॥२०॥

અર્થ—જે કોઈ મહાશયો સર્વ કર્મથી મુક્ત થઈને

સિદ્ધિપદને પામ્યા છે, વર્તમાનકાળમા ( મહાવિદેહાદિક ક્ષેત્રમા ) સિદ્ધિપદને પામે છે અને ભવિષ્યકાળમા આ ભરતાદિક ક્ષેત્રમા પણ સિદ્ધિપદને પામશે તે આ પવિત્ર શીલનો જ પ્રભાવ જાણવો ઉત્તમ શીલ-ચારિત્ર ( યથાખ્યાત ચારિત્ર )ની પ્રાપ્તિ કરનારની અવશ્ય સિદ્ધિ થાય જ છે [ શીલ-ચારિત્રનું આવુ ઉત્તમ માહાત્મ્ય શાસ્ત્રકારોએ જણાવેલુ છે, તે ધ્યાનમા લઈ ભવ્ય જનોએ ( સહુ ભાઈ-બહેનોએ ) નિર્મળ શીલ-રત્નનુ પરિપાલન કરવા સદોદ્યત ( હમેશા ઉદ્યમવાળા ) રહેવુ ઉચિત છે ] ॥ ૨૦ ॥



# श्रीतपःकुलकम्

सो जयउ जुगाइजिणो, जस्सऽसे सोहए जडामऊडो ।
तवझाणग्गिपज्जलिअ-कम्मिंधणधूमलहरि व्व ।
(पंति व्व) ॥१॥

અર્થ — તપ અને ધ્યાનરૂપ અગ્નિવડે બાળી નાખેલા કર્મઈન્ધનોની ધૂમપંક્તિ જેવો જટાકલાપ જેમના ખભા ઉપર શોભી રહ્યો છે તે યુગાદિપ્રભુ જયવંતા વર્તો ॥ ૧ ॥

संवच्छरिअतवेण, काउस्सग्गम्मि जो ठिओ भयवं ।
पूरिअनियपइन्नो, हरउ दुरिआइं वाहुवली ॥२॥

અર્થ —એક વર્ષ પર્યંત તપવડે કાઉસ્સગ્ગ મુદ્રાએ ખડા રહી જે મહાત્માએ સ્વપ્રતિજ્ઞા પૂર્ણ કરી છે તે બાહુબલી મહારાજ (અમારા) દુરિત-પાપ દૂર કરો ! ॥ ૨ ॥

अथिरं पि थिरं वकं पि उजुअं दुल्लहं पि तह सुलहं ।
दुस्सज्झं पि सुसज्झं, तवेण संपज्जए कज्जं ॥३॥

અર્થઃ—તપના પ્રભાવથી અસ્થિર હોય તે પણ સ્થિર થાય છે, વાંકુ હોય તે પણ સરળ થાય છે, દુર્લભ હોય તે પણ સુલભ થાય છે અને દુસાધ્ય હોય તે પણ સુસાધ્ય થાય છે ॥ ૩ ॥

छट्ठ छट्ठेण तव, कूणमाणो पढमगणहरो भयव ।
अक्खीणमहाणसीओ, सिरिगोयमसामिओ
जयउ ॥४॥

અર્થ—છઠ્ઠ છઠ્ઠ તપ આતગરહિત કરતા પ્રથમ ગણધર શ્રી ગૌતમસ્વામી મહારાજ અક્ષીણ મહાનસી નામની મહાલબ્ધિને પ્રાપ્ત થયા તે જયવતા વર્તો ॥ ૪ ॥

सोहइ सणकुमारो, तववलखेलाइलद्धिसपन्नो ।
निट्ठुअखवडियगुलि, सुवण्णसोह पयासतो ॥५॥

અર્થ—થૂકવડે ખરડેલી આગળીને સુવર્ણ જેવી શોભતી કરી દેખાડતા એવા સનત્કુમાર રાજર્ષિ તપોબળથી ખેલાદિક લબ્ધિસપન્ન એવા શોભે છે ॥ ૫ ॥

गो वभ-गब्भ गब्भिणीवभिणीघायाइ-
गुरुअपावाइं ।
काऊण वि कणय पि व, तवेण सुद्धो दढप्पहारी ॥६॥

અર્થ—ગૌ, બ્રાહ્મણ, ગર્ભ અને ગર્ભવતી બ્રાહ્મણીની હત્યાદિક મહાઉગ્ર પાપને કર્યા છતા દૃઢપ્રહારી (છેવટે) મુનિ પણે તપસેવનવડે સુવર્ણની પેરે શુદ્ધ થયા ॥ ૬ ॥

पुव्वभवे तिव्वतवो, तविओ ज नदिसेण-
महरिसिणा ।
वसुदेवो तेण पिओ, जाओ खयरीसहस्साण ॥७॥

અર્થ—પૂર્વ જન્મમાં નંદિષેણ મહર્ષિએ જે તીવ્ર તપ કર્યો હતો તેના પ્રભાવથી તે હજારો વિદ્યાધરીઓના પ્રિય-પતિ એવા વસુદેવ થયા ॥ ૭ ॥

देवा वि किंकरत्त, कुणंति कुलजाइविरहिआण पि ।
तवमतप्पभावेण, हरिकेसबलस्स व रिसिस्स ॥८॥

અર્થ—તીવ્ર તપ અને મંત્રના પ્રભાવથી હરિકેશબલ ઋષિની પેઠે ( ઉત્તમ ) કુળ અને જાતિહીન હોય તોપણ તેમની દેવતાઓ પણ સેવા ઉઠાવે છે ॥ ૮ ॥

पडसयमेगपडेण, एगेण घडेण घडसहस्साइ ।
जं किर कुणंति मुणिणो, तवकप्पतरुस्स त खु फल ॥९॥

અર્થ—મુનિજનો જે એક પટ (વસ્ત્ર) વડે સેંકડો પટ વસ્ત્રો કરે છે અને એક ઘટ-ભાજનવડે હજારો ઘટ-ભાજનો કરે છે તે નિશ્ચે તપરૂપ કલ્પવૃક્ષનું જ ફળ છે ॥ ૯ ॥

अनिआणस्स विहिए, तवस्स तविअस्स कि पससामो ।
किज्जइ जेण विणासो, निकाइयाण पि कम्माण ॥१०॥

અર્થ—જેનાવડે નિકાચિત કર્મોનો પણ ધ્વંસ કરી શકાય છે એવા યથાવિધ નિયાણા રહિત કરેલા તપની અમે કેટલી પ્રશંસા કરીએ ? ॥ ૧૦ ॥

अइदुक्करतवकारी, जगगुरुणा कण्हपुच्छिएण तदा।
वाहरिओ सो महप्पा समरिज्जिओ ढढणकुमारो ॥११॥

અર્થ —(અઢાર હજાર મુનિઓમા) અતિ દુષ્કર તપ કરનાર કયા સાધુ છે? એમ કૃષ્ણે એકદા પૂછ્યે છતે જગગુરુ નેમિપ્રભુએ જે મહાશયને વખાણ્યા તે ઢઢણમુનિ (સદાય) સ્મરણીય છે ॥ ૧૧ ॥

पइदिवस सत्तजणे, हणिऊण( वहिऊण )गहिय-
वीरजिणदिक्खो।
दुग्गाभिग्गहनिरओ, अज्जुणओ मालिओ
सिद्धो ॥१२॥

અર્થ —પ્રતિ દિવસ (ભૂતાવેશથી) સાત સાત જણને વધ કરીને છેવટે વીરપ્રભુ પાસે દીક્ષા અહી જે ઘોર-દુષ્કર અભિગ્રહ પાળવામા ઉજમાળ થયો તે અર્જુનમાળી મુનિ સિદ્ધિ પદ પામ્યો ॥ ૧૨ ॥

नंदीसर-रुअगेसु वि, सुरगिरिसिहरे वि एगकालाए।
जघाचारणमुणिणो, गच्छति तवप्पभावेण ॥१३॥

અર્થ —નદીશ્વર નામના આઠમા દ્વીપે તથા રુચક નામના તેરમા દ્વીપે તેમ જ મેરુ પર્વતના શિખરો ઉપર એક કાળે કરી જ ઘાચારણ અને વિદ્યાચારણ મુનિઓ તપના પ્રભાવે જઈ શકે છે ॥ ૧૩ ॥

सेणियपुरओ जेसिं, पसंसिअं सामिणा तवोरूवं ।
ते धन्ना धन्नमुणी, दुण्हवि पंचुत्तरे पत्ता ॥१४॥

અર્થ—શ્રેણિકરાજાની પાસે વીર પરમાત્માએ જેમનું તપોબળ વખાણ્યું હતું તે ધન્નોમુનિ (શાલિભદ્રના બનેવી) અને ધન્નકાકંદી બન્ને મુનિઓ સર્વાર્થસિદ્ધ વિમાને ગયા ॥ ૧૪ ॥

सुणिऊण तत्र सुंदरी-कुमरीए अंबिलाण
अणवरयं ।
सट्ठिं वाससहस्सा, भण कस्स न कंपए
हिअयं ॥१५॥

અર્થ—ઋષભદેવસ્વામીની પુત્રી સુંદરીએ ૬૦ હજાર વર્ષ પર્યંત કાયમ આંબિલ તપ કર્યો તે સાંભળી કહો કોનું હૃદય કંપ્યા વગર રહેશે ? ॥ ૧૬ ॥

जं विहिअमंबिलतवं, बारसवरिसाइं सिवकुमारेण।
तं दट्ठु जंबुरूवं, विम्हइओ सेणिओ राया ॥१६॥

અર્થ—(પૂર્વ ભવમાં) શિવકુમારે બાર વર્ષ પર્યંત આંબિલ તપ કર્યો હતો તેના પ્રભાવથી જ જંબૂકુમારનું અદ્ભુત રૂપ દેખીને શ્રેણિક રાજા વિસ્મય પામ્યો હતો ॥ ૧૬ ॥

जिणकप्पिअ-परिहारिअ-पडिमापडिवन्न-
लंदयाईणं ।
सोऊण ...न्नो वहउ तवगव्वं ॥१

અર્થ —જિનકલ્પી, પરિહારવિશુદ્ધિ, પ્રતિમાપ્રતિપન્ન અને યથાલદી તપસ્વી સાધુઓના તપનું સ્વરૂપ સાંભળીને બીજો કોણ તપનો ગર્વ કરવો પસંદ કરશે ? ॥ ૧૭ ॥

मासद्ध -मासखवओ. वलभद्दो रूपव पि हु विरत्तो।
सो जयउ रणवासी, पडिबोहिअ--
सावयसहस्सो ॥१८॥

અર્થ —અતિ રૂપવંત છતાં વિરક્ત થઈ અરણ્યમાં વસી જેણે હજારો શ્વાપદ જાનવરોને પ્રતિબોધ્યા છે તે માસ અર્ધ માસની તપસ્યા કરતા બલિભદ્રમુનિ જયવંતા વર્તો ॥૧૮॥

थरहरिअधर झलहलिअ-सायर
चलियसयलकुलसेल ।
ज अकासी जय विण्हू, संघकए त तवस्स
फल ॥१९॥

અર્થ —શ્રી સંઘનું કષ્ટ નિવારણ કરવા માટે વિષ્ણુકુમારે લક્ષ યેજનપ્રમાણ રૂપ વિકુર્વ્યું ત્યાર પૃથ્વી કંપાયમાન થઈ, સાગર જળહળ્યા-હાલકલોલ થયા, અને હિમવંતાદિક પર્વતો ચલાયમાન થ અને છેવટે શ્રી સંઘનું રક્ષણ કર્યું તે ર્ન તપનું જ ફળ જાણવું ॥ ૧૯ ॥

कि वहुणा भणिएण, ज कस्स वि कह वि
कत्थ वि सुहाइ ।

दीसंति (तिहुअण) भवणमज्झे, तत्थ तवो
कारण चेव ॥२०॥

અર્થ—તપનો પ્રભાવ કેટલો વર્ણવી શકાય? જે કોઈને કોઈ પણ પ્રકારે ક્યાય પણ ત્રિભુવન મધ્યે સુખ-સમાધિ પ્રાપ્ત થાય છે ત્યા સર્વત્ર (બાહ્ય અભ્યંતર) તપ જ 'કારણ રૂપ છે એમ ચોક્કસ સમજવું (અને તેનુ આરાધન કરવા યથાવિધિ ઉદ્યમ સેવવો) ॥ ૨૦ ॥



# श्रीभावकुलकम्

कमढासुरेण रइयम्मि, भीसणे पलयतुल्लजयवोले।
भावेण केवललच्छि, विवाहिओ जयउ
पासजिणो ॥१॥

અર્થ—કમઠાસુરે રચેલા ભારે ભયકર પ્રલયકાળના જેવા જળના ઉપદ્રવ કાળે સમભાવને ધારણ કરવાવડે જે કેવળ જ્ઞાનરૂપ લક્ષ્મીને વર્યા તે શ્રી પાર્શ્વપ્રભુ જયવતા વર્તો ॥ ૧ ॥

निच्चुण्णो तवोलो, पासेण विणा न होइ जह रंगो।
तह दाणसीलतवभावणाओ, अहलाओ सव्व
भाव विणा ॥२॥

અર્થ—જેમ ચૂના (કાથા) વગરનુ તાબુલ (નાગરવેલનું પાન) અને પાસ વગરનુ વસ્ત્ર ઠીક રગાતું નથી તેમ ભાવ વગર દાન શીલ તપ અને ભાવનાઓ પણ અફળ જાય છે ॥ ૨ ॥

मणि-मंत-ओसहीण, जंततंताण देवयाण पि।
भावेण विणा सिद्धी, न हु दीसइ कस्स वि
लोए ॥३॥

અર્થઃ—મણિ, મત્ર, ઔષધી તેમજ જત્ર તત્ર અને દેવતાની પણ સાધના દુનિયામા કોઈને ભાવ વગર સફળ

થતી નથી (ભાવ યોગે જ તે તે વસ્તુઓની સિદ્ધિ થતી ,દેખાય છે) ॥ ૩ ॥

सुहभावणावसेण, पसन्नचंदो मुहुत्तमित्तेण ।
खविऊण कम्मगठिं, सपत्तो केवल नाण ॥४॥

અર્થ—શુભ ભાવના યોગે પ્રસન્નચંદ્ર (રાજર્ષિ) બે ઘડી માત્રમાં રાગદ્વેષમય કર્મની ગ્રંથી-ગાંઠને ભેદી નાખી કેવલજ્ઞાન પામ્યા ॥ ૪ ॥

सुस्सूसती पाए, गुरुणीण गरहिऊण नियदोसे ।
उप्पन्नदिव्वनाणा, मिगावई जयउ सुहभावा ॥५॥

અર્થ —નિજદોષ (અપરાધ)ની નિંદા ગર્હા કરીને ગુરુણીના ચરણની સેવા કરતા જેણીને શુભ ભાવથી કેવળજ્ઞાન ઉપન્યુ તે મૃગાવતી સાધ્વી જયવતી વર્તો ॥ ૫ ॥

भयव इलाइपुत्तो, गुरुए वसम्मि जो समारूढो।
दट्ठूण मुणिवरिंद, सुहभावओ केवली जाओ ॥६॥

અર્થ —મોગ વાસ ઉપર નાચવા માટે ચઢયા છતા કોઈ મહામુનિરાજને દેખી શુભ ભાવથી પૂજ્ય ઈલાચિપુત્રને કેવળજ્ઞાન પ્રગટ થયુ (એ સદ્‌ભાવનો જ પ્રભાવ સમજવો) ॥ ૬ ॥

कविलो अ वभणमुणी, असोगवणिआई
मज्झयारम्मि ।

लाहा लोह त्ति पय, पढतो (झायंतो)
जायजाइसरो ॥७॥

અર્થ —કપિલ નામનો બ્રાહ્મણ મુનિ અશોક વાટિકામાં "જહા લહો તહા લોહો, લાહા લોહો પવડ્ઢઇ" એ પદની વિચારણા કરતો શુભ ભાવથી જાતિસ્મરણ જ્ઞાન પામ્યો ॥ ૭ ॥

खवगनिमतणपुव्व-वासिअभत्तेण सुद्धभावेण ।
भुजतो वरनाण, सपत्तो कूरगड्डू त्ति
(कूरगड्डूओ) ॥८॥

અર્થઃ—વાસિત ભાવવડે તપસ્વી સાધુઓને નિમંત્રણ કરવા પૂર્વક ભોજન કરતા કૂરગડુમુનિ શુદ્ધ ભાવથી કેવળ જ્ઞાન પામ્યા ॥ ૮ ॥

पूव्वभवसूरिविरइअ-नाणासाअणपभावदुम्मेहो ।
नियनाम झायतो, मासतुसो केवली जाओ ॥९॥

અર્થ —પૂર્વ ભવે આચાર્યપણે કરેલી જ્ઞાનની આશાતનાના પ્રભાવથી બુદ્ધિહીન થયેલા 'માસતુસ' મુનિ નિજ નામને ધ્યાતા છતા (કોઈની ઉપર રાગ કે રીસ ન કરવારૂપ ગુરુ મહારાજાએ બતાવેલા પરમાર્થ સામે દૃષ્ટિ રાખી રહેતા છતા) ઘાતિ કર્મનો ક્ષય કરી (શુદ્ધ નિર્મળ ભાવથી) કેવળજ્ઞાન પામ્યા ॥ ૯ ॥

हत्थिम्मि समारूढा, रिद्धिं दट्ठूण उसभस मिस्स ।
तक्खण सुहझाणेण, मरुदेवी सामिणी
सिद्धा ॥१०॥

અર્થ—હાથીના સ્કંધ ઉપર આરૂઢ થયેલાં મરુદેવી માતા ઋષભદેવ સ્વામીની રિદ્ધિ-સિદ્ધિ દેખીને તત્કાળ શુભ ધ્યાનથી અંતકૃત કેવળી થઈ મોક્ષપદ પામ્યા ॥ ૧૦ ॥

पडिजागरमाणीए, जघानलखीणमण्णिआपुत्त ।
सपत्तकेवलाए, नमो नमो पुप्फचूलाए ॥११॥

અર્થ—જંઘાબળ જેનું ક્ષીણ થયું છે એવા અર્ણિકા પુત્ર આચાર્યની સેવા (ઉચિત વયાવચ્ચ) કરતા જેને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું તે સાધ્વી પુષ્પચૂલાને પુનઃ પુન નમસ્કાર હો ॥ ૧૧ ॥

पन्नरसयतावसाणं, गोअमनामेण दिन्नदिक्खाण ।
उप्पन्नकेवलाण, सुहभावाण नमो ताण ॥१२॥

અર્થ—ગૌતમસ્વામીએ જેમને દીક્ષા દીધી છે અને શુભ ભાવવડે જેમને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું છે એવા ૫૬રસો તાપસોને નમસ્કાર હો ॥ ૧૨ ॥

जीवस्स सरीराओ, भेअ नाउ समाहिपत्ताण ।
उप्पाडिअनाणाणं, खदकसीसाण तेसि नमो ॥१३॥

અર્થ—ભાવ જ ખરો પરમાર્થ છે, ભાવ જ ધર્મનો સાધક-મેળવી આપનાર છે અને ભાવ જ સમ્યક્ત્વને ઉત્પન્ન કરી આપનાર છે, એમ ત્રિભુવનગુરુ શ્રીતીર્થંકરો કહે છે ॥૧૯॥

किं बहुणा भणिएणं, तत्त निसुणेह भो !
महासत्ता ।
मुक्खसुहवीयभूओ, जीवाण सुहावहो भाओ ॥२०॥

અર્થ:—ઘણું ઘણું શું કહીએ ? હે સત્ત્વવંત મહાશયો ! હું તમોને તત્ત્વરૂપ વચન કહું છું તે તમે સાવધાનપણે સાંભળો— મોક્ષસુખના બીજરૂપ ભાવ જ જીવોને સુખકારી છે અર્થાત્ સદ્ભાવ યોગે જ જીવો મોક્ષ સુખ મેળવી શકે છે ॥૨૦॥

इय दाणसीलतवभावणाओ, जो कुणइ
सत्तिभत्तिपरो ।
देविंदविंदमहिअ, अइरा सो लहइ
सिद्धिसुहं ॥२१॥

અર્થ—આ દાન શીલ તપ અને ભાવનાઓને જે (ભવ્યાત્મા) શક્તિ અને ભક્તિના ઉલ્લાસ યોગે કરે છે તે (મહાશય) ઇંદ્રોના સમૂહવડે પૂજિત એવું અક્ષય મોક્ષ સુખ અલ્પકાળમા મેળવી શકે છે ॥ ૨૧ ॥

આ કુલકમા છેવટે ગ્રંથકારે પોતાનું 'દેવેન્દ્રસૂરિ' એવું નામ ગર્ભિતપણે સૂચવ્યું જણાય છે ઉક્ત મહાશયના અતિહિતકર ને ખરા ભાવથી આદરવા એ આપણું ખાસ ખાસ કર્તવ્ય છે

---

# श्रीअभव्यकुलकम्

जह अभवियजीवेहि, न फासिया एवमाइया
भावा ।
इद्त्तमणुत्तरसुर सिलायनर-नारयत्तं च ॥१॥

अर्थ—અભવ્ય જીવોએ આ હવે પછી કહેવામાં આવશે તે ભાવો સ્પર્શ્યા નથી—તે ઇંદ્રપણું અનુત્તરવાસી દેવપણું, ત્રેસઠશલાકાપુરુષપણું અને નવ નારદપણું ન પામે ॥ ૧ ॥

केवलिगणहरहत्थे, पव्वज्जा तित्थवच्छरं दाणं ।
पवयणसुरी-सुरत्त, लोगंतियदेवसामित्त ॥२॥

અર્થ—વળી કેવલી તથા ગણધરના હાથે દીક્ષા, તીર્થંકરનું વાર્ષિક દાન, પ્રવચનની અધિષ્ઠાયક દેવી તથા દેવપણું લોકાંતિક દેવપણું અને દેવપતિપણું ન પામે ॥ ૨ ॥

तायत्तीससुरत्त, परमाहम्मिय जुयलमणुअत्त ।
संभिन्नसोय तह, पुव्वधराहारयपुलायत्त ॥३॥

અર્થ—ત્રાયત્રિંશકદેવપણું, પંદર જાતિનું પરમાધામી પણું, યુગલિયા મનુષ્યપણું, સંભિન્નશ્રોતલબ્ધિ, પૂર્વધરલબ્ધિ, આહારકલબ્ધિ, અને પુલાકલબ્ધિ પણ ન પામે ॥ ૩ ॥

मइनाणाई सुलद्धी, सुपत्तदाण समाहिमरणत्त ।
चारणदुगमहुसप्पिय खीरासवखीणठाणत्त ॥४॥

અર્થ —મતિજ્ઞાન તથા શ્રુતજ્ઞાનાદિકની લબ્ધિ, સુપાત્ર દાન, સમાધિમરણ, વિદ્યાચારણ અને જંઘાચારણની લબ્ધિ, મધુસર્પિલબ્ધિ, ક્ષીરાશ્રવલબ્ધિ, અક્ષિણમાણસીલબ્ધિ પણ ન પામે ॥ ૪ ॥

तित्थयर नित्थपडिमा तणुपरिभोगाइ-
कारणे वि पुणो ।
पुढवाइयभावम्मि वि, अभव्वजीवेहि
नो पत्तं ॥५॥

અર્થ—તીર્થંકર તથા તીર્થંકરની પ્રતિમાના શરીરના ઉપયોગ આદિ કારણમા પણ અભવ્ય જીવો પૃથ્વીકાયના ભાવોને ન પામે ॥ ૫ ॥

चउदसरयणत्तंपि, पत्त न पुणो विमाणसामित्त ।
सम्मत्तनाणसयम तवाइभावा न भावदुगे ॥६॥

અર્થ —ચૌદ રત્નપણું અને વળી વિમાનનું સ્વામીપણું ન પામે વળી સમ્યક્ત્વ જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ વગેરે તેમ જ બાહ્ય-અભ્યંતર એ બે ભાવ પણ ન પામે ॥ ૬ ॥

अणुभवजुत्ता भत्ती, जिणाण साहम्मियाण वच्छल्ल।
न य साहेइ अभव्वो, संविगत्त न सुक्कप्पक्खं ॥७॥

અર્થ —અભવ્ય જીવ જિનેશ્વરની અનુભવયુક્ત ભક્તિ,

સાધર્મિની સેવા-ભક્તિ, સંસારથી વૈરાગ્યપણુ તેમ જ શુક્લપક્ષ ન પામે ॥ ૭ ॥

जिणजणयजणणिजाया जिणजक्खजक्खणी
जुगपहाणा ।
आयरियपयाइ दसग, परमत्थगुणड्ढमप्पत्त ॥८॥

અર્થ—જિનેશ્વરના માતા, પિતા, સ્ત્રી, જક્ષ, જક્ષણી અને યુગપ્રધાન પણ ન થાય વલી આચાર્યાદિ દશ પદનો વિનય તેમ જ પરમાર્થથી અધિક ગુણવંતપણુ ન પામે ॥ ૮ ॥

अणुबंधहेउसरूवा, तत्थ अहिंसा तिहा
जिणुदिट्ठा ।
दव्वेण य भावेण य, दुहावि तेसिं न संपत्ता ॥९॥

અર્થ—વલી અભવ્ય જીવ અનુબંધ, હેતુ અને સ્વરૂપ એવી ત્રણ પ્રકારે શ્રીજિનેશ્વરે કહેલી અહિંસા દ્રવ્ય અને ભાવ એવા બે ભેદથી ન પામે ॥ ૯ ॥

---

# श्रीपुण्यपापकुलकम्

छत्तीसदिणसहस्सा, वाससये होइ आउपरिमाण।
झिज्झत पइसमय, पिच्छओ धम्मम्मि जइअव्वं ॥१॥

અર્થઃ—સો વરસના છત્રીસ હજાર દિવસ, આયુષ્યનું એટલું પરિણામ હોય છે તે સમયે સમયે ઓછું થતું જાય છે, એમ જાણીને ધર્મમાં યત્ન કરવો ॥ ૧ ॥

जइ पोसहसहिओ तव नियमगुणेहि गम्मइ एगदिण।
ता वधइ देवाउ, इत्तियमित्ताइ पलियाइं ॥२॥

અર્થ—જો કોઈ જીવ પોસહ સહિત તપ નિયમના ગુણોથી એક દિવસ ગાળે તો તે આગળ કહેશે તેટલા પલ્યો પમનું દેવતાનું આયુષ્ય બાંધે છે ॥ ૨ ॥

सगवीस कोडीसया, सत्तहत्तरी कोडिलक्ख सहस्सा य।
सत्तसया [illegible]हुत्तरि, नवभागा सत्तपलियस्स ॥३॥

અર્થ—સત્તાવીસ સો ક્રોડ, સત્યોતેર ક્રોડ, સત્યોતેર લાખ સત્યોતેર હજાર, સાતસો ને સત્યોતેર એટલા પલ્યોપમ ને [illegible] એક પલ્યોપમનો સાતમો ભાગ ॥ ૩ ॥

अट्ठासीई सहस्सा, वाससये दुण्णिलक्खपहराणं ।
एगो त्रि अ जइ पहरो, धम्मजुओ ता इमो
लाहो ॥४॥

અર્થ —એક સો વર્ષના બે લાખ અને અઠાસી હજાર પહોર છે તેમાથી જો કોઈ જીવ એક પણ પહોર ધર્મયુક્ત (પોસહવ્રત યુક્ત) થાય તો તેને આગઝ કહેશે એટલો લાભ થાય છે ॥ ૪ ॥

तिसयसग चत्तकोडि, लक्खा वावीस सहस
वावीसा ।
दुसय दुवीस दुभागा, सुराउवधो
य इगपहरे ॥५॥

અથ —ત્રણુસો સુડતાલીસ કોડ, બાવીસ લાખ, બાવીસ હજાર, બસો અને બાવીસ, વળી ઉપર બે ભાગ — વર્ષમા એક પહોર પોસહ કરનારને દેવતાના આયુષ્યનો એટલો બધ થાય છે ॥ ૫ ॥

दस लक्ख असीय सहसा, मुहुत्तसखा य होइ
वाससए ।
जइ सामाइअसहिओ, अेगो वि अत्ता
इमो लाहो ॥६॥

અર્થ—સો વર્ષના મુહૂર્ત (બે ઘડીઓ) દસ લાખ અને એંશી હજાર થાય છે જે જીવ એ એક મુહૂર્ત સામાયિક લહે તો તેને આગલી ગાથામા કહેશે તેટલો લાભ થાય છે ॥ ૬ ॥

बाणवयकोडीओ लक्खा, गुणसट्ठि सहस्स
पणवीस ।
नवसयपणवीसजुआ, सतिहा अडभाग
पलियस्स ॥७॥

અર્થ—બાણુ ક્રોડ, ઓગણસાઠ લાખ, પચ્ચીસ હજાર, નવસો પચ્ચીસ અને ઉપર એક પલ્યોપમના આઠીયા સાત ભાગ—એટલુ દેવગતિનુ આયુષ્ય બે ઘડી સામાયિક કરનાર જીવ બાંધે છે ॥ ૭ ॥

वाससये घडिआण, लक्खिगवीस
सहस्स तह सट्ठी।
एगा जुवि अ धम्मजुआ, जइ ता लाहो
इमो होइ ॥८॥

અર્થ—એક વર્ષની ઘડીઓ એકવીસ લાખ અને સાઠ હજાર થાય તેમાથી એક ઘડી પણ જો જીવ ધર્મ યુક્ત હોય તો તેને આગલી ગાથમા કહેશે તેટલો લાભ થાય છે ॥ ૮ ॥

छायालकोडी गुणतीस, लक्ख छासट्ठी सहस्स
सयनवग ।
तेसट्ठिकिंचूणा, सुराउ वधेइ इगघडिए ॥९॥

અથ —એક ઘડી ધર્મ કરનાર જીવ ઉેતાલીસ ક્રોડ, ઓગણત્રીસ લાખ, છાસઠ હજાર, નવસો અને કાંઈક ઓછા એવા ત્રેસઠ એટલા પલ્યોપમનું આયુષ્ય બાંધે ॥ ૯ ॥

सट्ठी अहोरत्तेण, घडीआओ जस्स जंति पुरिसस्स ।
नियमेणवि रहिआओ, सो दिअहओ निप्फलो
तस्स ॥१०॥

અર્થ —એક દિવસની સાઠના પ્રમાણે જે પુરુષની ઘડીઓ જાય છે તમા વ્રત નિયમથી પણ રહિત જાય તે દિવસ તેનો નિષ્ફળ જાણવો ॥ ૧૦ ॥

चत्तारि अ कोडिसया, कोडीओ सत्तलक्ख
अडयाला ।
चालीस च सहस्सा, वाससय हुति ऊसासा ॥११॥

અર્થ —એકમો વર્ષના ચારસો સાત ક્રોડ, અડતાલીસ લાખ, ચાલીસ હજાર એટલા શ્વાસોશ્વાસ થય છે ॥ ૧૧ ॥

इक्को वि अ ऊसासो, न य रहिओ होइ
पुण्णपावेहिं ।

जइ पुण्णेण सहिओ, एगो वि अ ता इमो
लाहो ॥१२॥

અર્થ—તેમાથી એક પણ શ્વાસોશ્વાસ પુણ્ય પાપ રહિત હોય નહિ, પરતુ કોઈ જીવ જો એક શ્વાસોશ્વાસ પુણ્ય સહિત હોય તો તેને આગલી ગાથામા કહેશે તેટલો લાભ થાય છે ॥ ૧૨ ॥

लक्ख दुग सहस पण चत्त, चउसया अट्ठ चेव
पलियाइं ।
किंचूणा चउभागा, सुराउवधे इगुसासे ॥१३॥

અર્થઃ—બે લાખ, પિસ્તાલીસ હજાર, ચારસો ને આઠ પલ્યોપમ વળી કાંઈક ઓછા ચાર ભાગ, એટલું દેવતાનું આયુષ્ય એક શ્વાસોશ્વાસ ધર્મ કરનારો પામે ॥ ૧૩ ॥

एगुणवीस लक्खा, तेसट्ठी सहस्स दुसय सत्तट्ठी ।
पलियाइ देवाउ, वधइ नवकारउस्सग्गो ॥१४॥

અર્થ—ઓગણીસ લાખ, ત્રેસઠ હજાર, બસો ને અડસઠ પલ્યોપમનું દેવાયુ નવકાર ગણનારો અથવા આઠ શ્વાસોશ્વાસ ધર્મ સેવનારો પામે ॥ ૧૪ ॥

लक्खिगसट्ठी पणतीस, सहस दुसय
दसपलिय देवाउ ।

वधइ अहिय जीवो, पणवीसुसास-

उस्सग्गो ॥१५॥

અર્થ—એકસઠ લાખ, પાત્રીસ હજાર, બસો ને દશ પલ્યોપમનુ દેવતાનું આયુષ્ય પચ્ચીસ શ્વાસોશ્વાસ અથવા એક લોગસ્સનો કાઉસ્સગ્ગ કરનાર જીવ બાંધે ॥ ૧૫ ॥

एव पावपराण, हवेइ निरयाओ

अस्स वधो वि ।

इअ नाउ सिरिजिणकित्ति-अम्मि धम्मम्मि

उज्जम कुणह ॥१६॥

અર્થ—હે ભવ્ય જીવો! પાપ કરનારાને એ પ્રમાણે નરકનો બંધ પણ હોય છે એમ જાણીને શ્રી જિનેશ્વરે કહેલા ધર્મને વિષે ઉદ્યમ કરો ॥ ૧૬ ॥



અથ —વિનયવત સૌમ્ય માણસને બુદ્ધિ ભજે, ક્રોધી અને કુશીલિયાને અપકીર્તિ ભજે, ભગ્ન ચિત્તવાળાને અલક્ષ્મી ભજે, સત્યમા સ્થિત થયેલાને લક્ષ્મી ભજે ॥ ५ ॥

चयति मित्ताणि नर कयग्घ, चयति पावाइ
मुणि जयत ।
चयति सुक्काणि सराणि हसा, चएइ बुद्धी
कुविय मणुस्स ॥६॥

અર્થ —કૃતઘ્ન પુરુષને મિત્રો તજે છે, યત્નાવત મુનિને પાપો તજે છે, સૂકાઈ ગયેલા સરોવરોને હસ પક્ષીઓ તજે છે, કોપવત મનુષ્યને બુદ્ધિ તજે છે ॥ ६ ॥

अरोई अत्थ कहीए विलावो, असपहारे
कहीए विलावो ।
विक्खित्तचित्ते कहीए विलावो, वहु कुसीसे
कहीए विलावो ॥७॥

અર્થ —અરુચિવાળાને અર્થની વાત કહેવી, તે વિલાપ તુલ્ય જાણવી મન વગરનાને અર્થ કહેવો, તે વિલાપ તુલ્ય જાણવો વ્યાક્ષિપ્ત ચિત્તવાળાને જે કહેવુ તે વિલાપ તુલ્ય જાણવુ કુશિષ્યને ઘણુ કહેવુ તે વિલાપ તુલ્ય જાણવુ ॥ ७ ॥

दुट्ठाहिवा दडपरा हवति, विज्जाहरा मतपरा
हवति ।

मुक्खा नरा कोवपरा हवंति, सुसाहुणो तत्तपरा
हवंति ॥८॥

અર્થ—દુષ્ટ ગજાઓ દંડવામા તત્પર હોય છે વિદ્યાધરો મંત્ર સાધવામા તત્પર હોય છે મૂર્ખ પુરુષો કોપ કરવામા તત્પર હોય છે ઉત્તમ સાધુઓ તત્ત્વ અર્થાત્ પરમાર્થમા તત્પર હોય છે ॥ ૮ ॥

सोहा भवे उग्गतवस्स खंति,
समाहिजोगोपसमस्स सोहा ।
नाणं सुझाणं चरणस्स सोहा, सीसस्स सोहा
विणए पवित्ती ॥९॥

અર્થ—ઉગ્ર તપસ્વાવંત ક્ષમાથી શોભા પામે જે સમાધિયોગ છે, તે જ ઉપશમની શોભા છે જ્ઞાન અને શુભ ધ્યાન તે જ ચારિત્રની શોભા છે વિનયમા પ્રવૃત્તિ કરવી, તે જ શિષ્યની શોભા છે ॥ ૯ ॥

अभूसणो सोहइ बंभयारी, अकिंचणो सोहइ
दिक्खधारी ।
बुद्धिजुओ सोहइ रायमंति, लज्जाजुओ
सोहइ एगपत्ती ॥१०॥

અર્થ—બ્રહ્મચારી આભૂષણ વિના પણ શોભે છે,

અને તિર્યંચો એ બેઉ સરખા જાણવા, મરણ પામેલા અને દરિદ્ર એ બેઉ સરખા જાણવા ॥ ૧૫ ॥

सव्वा कला धम्मकला जिणाइ, सव्वा कहा
धम्मकहा जिणाइ ।
सव्व बल धम्मबल जिणाइ, सव्व सुह
धम्मसुह जिणाइ ॥१६॥

અર્થ —સર્વ કળાઓને ધર્મની કળા જીતનારી જાણવી, સર્વ કથાઓને ધર્મની કથા જીતનારી જાણવી, સર્વ બળને ધર્મનુ બળ જીતનારુ જાણવુ, સર્વ પ્રકારના સુખને ધર્મનુ સુખ જીતનારુ જાણવુ ॥ ૧૬ ॥

जूए पसत्तस्स धनस्स नासो, मसे पसत्तस्स
दयाइ नासो ।
मज्ज पसत्तस्स जसस्स नासो, वेसापसत्तस्स
कुलस्स नासो ॥१७॥

અર્થ —જે પ્રાણી જુગાર રમવામા આસક્ત હોય, તે પ્રાણીના ધનનો નાશ થાય જે પ્રાણી માસમા આસક્ત હોય, તે પ્રાણીની દયાનો નાશ થાય જે પ્રાણી મદિરામા આસક્ત હોય, તે પ્રાણીનો જશ નાશ પામે જે પ્રાણી વેશ્યામા આસક્ત હોય, તે પ્રાણીના કુલનો નાશ થાય ॥ ૧૭ ॥

हिंसापसत्तस्स सुधम्मनासो, चोरीपसत्तस्स
सरीरनासो ।
तहा परत्थिसु पसत्तयस्स, सव्वस्स नासो
अहमा गई य ॥१८॥

અર્થ—જે પ્રાણી જીવહિંસામા આસક્ત હોય, તે પ્રાણીના ભલા ધર્મનો નાશ થાય જે પ્રાણી ચોરીમા આસક્ત હોય તે પ્રાણીના શરીરનો નાશ થાય તેમ જ જે પ્રાણી પરસ્ત્રીમા આસક્ત હોય તે પ્રાણીના સર્વ દ્રવ્યનો અથવા સર્વ ગુણનો નાશ થાય, એટલુ જ નહિ પરતુ તે અધમગતિ પણ પામે ॥ ૧૮ ॥

दाण दरिद्दस्स पहुस्स खति, इच्छा निरोहो य
सुहोइयस्स ।
तारुण्णए इदियनिग्गहो य, चत्तारि एआणि
सुदुक्कराणि ॥१९॥

અર્થ—દરિદ્ર અવસ્થામા દાન દેવુ તે દુષ્કર પ્રભુ પણામા ક્ષમા રાખવી તે દુષ્કર સુખોચિત પ્રાણીને ઈચ્છાનો રોધ કરવો તે દુષ્કર તરુણાવસ્થામા ઇંદ્રિયનો નિગ્રહ કરવો દુષ્કર છે ॥ ૧૯ ॥

असासय जीवियमाहु लोए, धम्म चरे साहु
जिणोवइट्ठ ।

धम्मो य ताणं सरण गई य, धम्म निसेवित्तु सुहं लहांति ॥२०॥

અર્થ—લોકમા જીવિતવ્યને અશાશ્વત કહ્યુ છે (તેથી) જિનેશ્વર મહારાજ અને સાધુ મુનિરાજના ઉપદેશેવા ધર્મમા પ્રવર્તો એ ધર્મ ત્રાણ-શરણભૂત અને રૂડી ગતિને આપનારો છે એવા ધર્મને જે પ્રાણી સેવે છે, તે પ્રાણી શાશ્વત સુખને પામે છે ॥ ૨૦ ॥



# श्रीआत्मावबोधकुलकम्

धम्मप्पहारमणिज्जे, पणमित्तु जिणे महिंद-
नमणिज्जे ।
अप्पावबोहकुलय, वुच्छ भवदुहकयपलय ॥१॥

અર્થઃ—આ મપ્રભાવડે રમણીય અને મહેદ્રોવડે નમનીય એવા જિનેદ્રોને પ્રણામ કરી ભવદુઃખનો પ્રલય કરનારું આ આત્માવબોધ( અનુભવ )કુલક કહીશ ॥ ૧ ॥

अत्तावगमो नज्जइ, सयमेव गुणेहि किं बहु भणसि ।
सूरुदओ लक्खिज्जइ, पहाइ न उ सवहनिवहेण ॥२॥

અર્થ—જેમ સૂર્યઉદય સૂર્યની પ્રભાથી જણાય છે, પ્રભા સિવાય સોગન ખાવાથી પણ તે જણાતો નથી, તેમ આત્મબોધ આત્મગુણોવડે જ પોતાની મેળે જણાઈ આવે છે પરંતુ આત્મગુણ વિના સખ્યાબંધ સોગન ખાવાથી આત્મબોધ થતો નથી માટે વધારે શા માટે બોલે છે? ॥ ૨ ॥

दम-सम समत्त-मित्ती-संवेअ-विवेअ तिव्व-
निव्वेआ ।
एए पगूढअप्पा—वबोहबीअस्स अंकुरा ॥३॥

અર્થ—ઇદ્રિય દમન, મનોવિકાર શમન, સમ્યકત્વ,

**धम्मो य ताण सरण गई य, धम्म निसेवित्तु सुह लहंति ॥२०॥**

અર્થ—લોકમા જીવિતવ્યને અશાશ્વત કહ્યુ છે (તેથી) જિનેશ્વર મહારાજ અને સાધુ મુનિરાજના ઉપદેશેલા ધર્મમા પ્રવર્ત્તો એ ધર્મ ત્રાણુ-ધારણભૂત અને રૂડી ગતિને આપનારો છે એવા ધર્મને જે પ્રાણી સેવે છે, તે પ્રાણી શાશ્વત સુખને પામે છે ॥ ૨૦ ॥



# श्रीआत्मावबोधकुलकम्

धम्मप्पहारमणिज्जे, पणमित्तु जिणे महिंद-
नमणिज्जे ।
अप्पावबोहकुलय, वुच्छ भवदुहकयपलय ॥१॥

અર્થઃ—આત્મપ્રભાવડે રમણીય અને મહેંદ્રોવડે નમનીય એવા જિનેંદ્રોને પ્રણામ કરી ભવદુઃખનો પ્રલય કરનારું આ આત્માવબોધ( અનુભવ )કુલક કહીશ ॥ ૧ ॥

अत्तावगमो नज्जइ, सयमेव गुणेहिं किं बहु भणसि ।
सूरुदओ लखिज्जइ, पहाइ न उ सवहनिवहेण ॥२॥

અર્થ—જેમ સૂર્યઉદય સૂર્યની પ્રભાથી જણાય છે, પ્રભા સિવાય સોગન ખાવાથી પણ તે જણાતો નથી, તેમ આત્મબોધ આત્મગુણોવડે જ પોતાની મેળે જણાઈ આવે છે પરંતુ આત્મગુણ વિના સખ્યાબંધ સોગન ખાવાથી આત્મબોધ થતો નથી માટે વધારે શા માટે બોલે છે? ॥ ૨ ॥

दम-सम समत्त-मित्ती-संवेअ-विवेअ तिव्व-
निव्वेआ ।
एए पगूढअप्पा—वबोहवीअस्स अंकुरा ॥३॥

અર્થ—ઇંદ્રિય દમન, મનોવિકાર શમન, સમ્યક્ત્વ,—

મૈત્રી, સવેગ અને તીવ્ર નિર્વેદ એ સર્વે આત્મબોધરૂપી બીજના અકુરો છે ॥ ૩ ॥

**जो जाणइ अप्पाणं, अप्पाणं सो सुहाण न हु कामी ।**
**पत्तम्मि कप्परुक्खे, रुक्खे कि पत्थणा असणे ॥४॥**

અર્થ —જે આત્માને જાણે છે, તેઓ (સયોગ વિયોગ ધર્મવાળા સસારના) અલ્પ સુખોના કામી નથી હોતા જેને કલ્પવૃક્ષ પ્રાપ્ત થયું હોય તે અસન વૃક્ષની પ્રાર્થના કરે ખરો ? ॥ ૪ ॥

**निअविन्नाणे निरया, निरयाइ दुह लहति न कया वि ।**
**जो होइ मग्गलग्गो, कह सो निवडेइ कूवम्मि ॥५॥**

અર્થ —આત્મવિજ્ઞાનમા નિરતર રક્ત એવો જીવ નરક, તિર્યચ, મનુષ્ય અને દેવનાના દુખો કદાપિ પણ પામતો નથી કારણ કે જે આત્મવિજ્ઞાનરૂપી સ્વસવેદનરૂપી સીધી સડક પર જાય છે, તે જીવ (નરકાદિ જેમા છે એવા સસાર રૂપી) કૂવામા કેમ પડે ? ॥ ૫ ॥

**तेसिं दूरे सिद्धी, रिद्धी रणरणयकारण तेसिं ।**
**तेसिमपुण्णा आसा, जेसिं अप्पा न विन्नाओ ॥६॥**

અર્થ —જેણે આત્મા જાણ્યો નથી, તેની આશા અપૂર્ણ

રહે છે, તેને લીધે સિદ્ધિ તેનાથી દૂર રહે છે અને લક્ષ્મી તેને દુઃખનું કારણ થાય છે ॥ ૬ ॥

ता दुत्तरो भवजलही, ता दुज्जेओ
महालओ मोहो ।
ता अइविसमो लोहो, जा जाओ नो
निओ बोहो ॥७॥

અર્થ—ભવસમુદ્ર દુસ્તર ત્યાં સુધી જ છે કે જ્યાં સુધી મહા વિસ્તારવાળો મોહ દુર્જય છે, અને લોભ પણ ત્યાં સુધી જ વિષમ છે કે જ્યાં સુધી આત્મબોધ નથી થયો ॥ ૭ ॥

जेण सुरासुरनाहा, हहा अणाहुव्व वाहिया सो वि ।
अज्झप्पझाणजलणे, पयाइ पयगत्तणं कामो ॥८॥

અર્થ—અહો! જેણે સુરેંદ્રોને અને અસુરેંદ્રોને અનાથની પેઠે પીડિત કર્યા છે તે પ્રગટ કામ પણ અધ્યાત્મ ધ્યાનની અગ્નિમાં પતંગિયાની પેઠે ભસ્મ થઈ જાય છે ॥ ૮ ॥

जं बद्धं पि न चिट्ठइ, वारिज्जंतं वि सरइ
असेसे (पसरइ असेसे) ।
झाणबलेणं तं पि हु, सयमेव विलिज्जइ चित्तं ॥९॥

અર્થ—જે બાંધ્યા છતાં પણ એક સ્થાને રહેતું નથી, વાર્યાં છતાં પણ ચારે બાજુએ ફર્યા કરે છે, તેવું દુર્જયચિ

ચપળ મન પણ આત્મધ્યાનના બળવડે પોતાની મેળે શાંત થાય છે ॥ ૯ ॥

बहिरंतरगभेया, विविहा वाही न दिंति तस्स दुहं ।
गुरुवयणाओ जेण, सुहझाणरसायण पत्त ॥१०॥

અર્થ —જેણે સદ્‌ગુરુના વચનથી ઉપદેશાયેલુ શુદ્ધ ધ્યાનરૂપી રસાયણ પ્રાપ્ત કર્યું છે, તેને બહિરંગ (રોગાદિ) અને અંતરંગ (કામક્રોધાદિ) વિવિધ પ્રકારની વ્યાધિઓ દુખ આપી શકતી નથી ॥ ૧૦ ॥

जिअमप्पचिंतणपर, न कोइ पीडेइ अहव पीडेइ ।
ता तस्स नत्थि दुक्ख, रिणमुक्क
मन्नमाणस्स ॥११॥

અર્થ —જે જીવ આત્મચિંતનમાં તત્પર થયેલ હોય, તેને કોઈ પીડા નથી કરતુ, અથવા પીડા કરે તોપણ દુખ નથી થતુ, કારણ કે તે દુખોથી પોતાને પણ મુક્ત થયેલો માને છે ॥ ૧૧ ॥

दुक्खाण खाणी खलु रागदोसा, ते हुंति
चित्तम्मि चलाचलम्मि ।
अज्झप्पजोगेण चएइ चित्त, चलत्तमालाणिअ
कुंजरुव्व ॥१२॥

અર્થ —ખરેખર, રાગદ્વેષ એ દુખોની ખાણો છે તેની ઉત્પત્તિ ચિત્તની ચલાયમાન અવસ્થામાં થાય છે જેમ સ્તંભે

બાંધેલો હાથી (જવા આવવાના) ચપળપણાનો ત્યાગ કરે છે, તેમ અધ્યાત્મયોગથી ચિત્ત ચપળતાનો ત્યાગ કરે છે ॥ ૧૨ ॥

एसो मित्तममित्त, एसो सग्गो तहेव नरओ अ।
एसो राया रक्रो, अप्पा तुट्ठो अतुट्ठो वा ॥१३॥

અર્થ —આત્મા તુષ્ટમાન થયો તો મિત્ર છે, સ્વર્ગ છે, અને રાજા પણ છે, અને જો અતુષ્ટમાન થયો તો શત્રુ છે, નરક છે, તેમ જ રંક પણ છે આમ આત્માની ઉત્તમ યા અધમ સ્થિતિથી જ ઉત્તમ યા અધમ પરિણામ આવે છે ॥ ૧૩ ॥

लद्धा सुरनररिद्धी, विसया वि सया
निसेविआ णेण।
पुण संतोसेण विणा, किं कत्थ वि
निव्वुई जाया ॥१४॥

અર્થ —આ જીવે દેવોની અને મનુષ્યોની ઋદ્ધિ પણ મેળવી, અને સદા વિષયો પણ વાર વાર સેવ્યા, તથાપિ સંતોષ વિના કોઈ પણ ઠેકાણે જરા પણ જીવને શાંતિ થઈ નહિ ॥ ૧૪ ॥

जीव! सय चिअ निम्मिअ-तणुधणरमणी-
कुटुंबनेहेण।
मेहेण व दिणनाहो, छाइज्जसि तेअवंतो वि ॥१५॥

...જવાન સૂર્ય પણ મેઘવડે આચ્છાદિત
આમ ... તુ લોકાલોકપ્રકાશક એવા જ્ઞાન

પ્રકાશે કરી તેજવાન છે, છતા પોતાની મેળે જ ઉત્પન્ન કરેલા-નિર્મેલા શરીર ધન, સ્ત્રી, કુટુંબના સ્નેહથી આચ્છદિત થાય છે ॥ ૧૫ ॥

जं वाहिवालवेसानराण तुह वेरिआण साहीणे ।
देहे तत्थ ममत्तं, जिअ ! कुणमाणो त्ति कि
लहसि ? ॥१६॥

અર્થઃ—આ દેહ વ્યાધિ, સર્પાદિ અને અગ્નિ વગેરે તારા (બાહ્યાતરગ) શત્રુઓને સ્વાધીન છે તે દેહ ઉપર મમત્વ કરવાથી હે જીવ ! તને શુ ફાયદો થાય છે ? ॥ ૧૬ ॥

वरभत्तपाणण्हाणय-सिंगारविलेवणेहि पुट्ठो वि ।
निअपहुणो विहडतो, सुणएण त्ति न सरिसो
देहो ॥१७॥

અર્થ —ઉત્તમ ભોજન, પાન, સ્નાન શૃગાર, લેપનાદિથી પોષણ (પુષ્ટિ) કર્યા છતા, પોતના માલિકને છોડી જનાર શ્વનના સરખો પણ ગુણ તેમા (દેહમા) નથી ॥ ૧૭ ॥

कट्ठाइं कडुअ बहुहा, जं धणमाज्जिअ तए
जीव ! ।
कट्ठाइ तुज्झ दाउ, त अंते गहिअमन्नेहि ॥१८॥

અર્થ —હે જીવ ! બહુ બહુ પ્રકારે અણગમતા કષ્ટો સહન કરી તે જે ધન ઉપાર્જન કર્યુ તે ધને તને તો કષ્ટ જ આપ્યું અને મૃત્યુબાદ તેને બીજાએ જ ગ્રહણ કર્યું ॥ ૧૮ ॥

जह जह अन्नाणवसा, धणधन्नपरिग्गह वहु
कुण सि ।
तह तह लहु निमज्जसि, भवे भवे भारिअतरि
व्व ॥१९॥

અર્થ—હે જીવ! જેમ જેમ તું અજ્ઞાન દશાથી ધન ધાન્યાદિ પરિગ્રહ ઘણો એકઠો કરે છે, તેમ તેમ પ્રમાણથી અધિક ભાર ભરેલા નાવની માફક તું તરત જ ભવોભવમા ડૂબે છે ॥૧૯॥

जा सुविणे वि हु दिट्ठी, हरेइ देहीण देहसव्वस्सं ।
सा नारी मारी इव, चयसु तुह दुवलत्तेणं ॥२०॥

અર્થ—માનસિક દુર્બળપણાથી સ્વપ્ન વિષે દેખવા માત્રથી પણ જે સ્ત્રી મનુષ્યના દેહનુ સર્વસ્વ હરી લે છે તે સ્ત્રીને ખૂન કરનારી જાણી ( રોગ વિશેષરૂપ જાણી ) તું તેનો ત્યાગ કર ॥ ૨૦ ॥

अहिलससि चित्तसुद्धिं, रज्जसि महिलासु
अहह मूढत्तं ।
नीलीमिलिए वत्थम्मि, धवलिमा किं चिर
ठाइ ॥२१॥

અર્થ—મનશુદ્ધિની અભિલાષા રાખે છે અને સ્ત્રીઓ વિષે આસક્ત થાય છે અહો! શું તારુ મૂઢપણું! ગળીની

સાથે મળેલા વસ્ત્રમા પોગાશ કેટલો વખત ટકી શકશે ? ॥ ૨૧ ॥

मोहेणं भवदुरिए, बधिअ खित्तोसि नेहनिगडेहिं।
बधवमिसेण मुक्का, पाहरिआ तेसु को राओ ? ॥२२॥

અર્થ —મોહ રાજાએ તને સ્નેહરૂપી બેડીઓથી બાધી સસારરૂપ બદીખાનામા નાખ્યો છે આ બધુઓના (માતા પિતા, સગાસબધી વગેરેના) બહાનાથી (નાશી ન જાય માટે) પહેરેગીર મૂક્યા છે માટે સસારમા પૂરી રાખનાર તે બાધવાદિપર શો રાગ કરવો ? ॥ ૨૨ ॥

धम्मो जणओ करुणा, माया भाया विवेगनामेणं।
खंति पिआ सप्पुत्तो, गुणो कुटुंब इम कुणसु ॥२३॥

અર્થ —ધર્મ એ જ પિતા, કરુણા તે જ માતા, વિવેક નામનો ભ્રાતા, ક્ષમા એ પ્રિય સ્ત્રી, અને જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ ગુણરૂપ ઉત્તમ પુત્રોને તુ તારુ અતરગ કુટુબ બનાવ ॥૨૩॥

अइपालिआइ पगइत्थिआइ ज भामिओसि वधेउ।
सते वि पुरिसकारे, न लज्जसे जीव ! तेणपि ॥२४॥

અર્થ —હે જીવ ! તારામા પુરુષકાર (પુરુષાર્થ) હોવા છતા પણ અતિ પાલન કરેલી એવી કર્મ પ્રકૃતિરૂપ સ્ત્રીઓએ તને બાધી ચાર ગતિમા પરિભ્રમણ કરાવ્યો, તેથી તને (હજી) પણ શુ લજ્જા નથી આવતી ? ॥ ૨૪ ॥

सयमेव कुणसि कम्म, तेण य वाहिज्जसि
तुमं चेव।

रे जीव ! अप्पवेरिअ, अन्नस्स य देसि किं
दोस ॥२५॥

અર્થ —તું પોતે જ કર્મ કરે છે અને તેનાથી જ નિશ્ચય ચારે ગતિમાં પરિભ્રમણ કરે છે તે છતાં હે આત્મ વૈરી જીવ! તું બીજાને (કર્મને) શા માટે દોષ આપે છે ? ॥ ૨૫ ॥

त कुणसि त च जंपसि, त चितसि जेण
पडसि वसणोहे ।
एय सगिहरहस्स, न सक्किमो कहिउमन्नस्स ॥२६॥

અર્થ —હે આત્મન્ ! તું એવા કામ કરે છે, એવા શબ્દ બોલે છે અને એવા વિચાર કરે છે, કે જેથી દુખના સમુદ્ર મા જ જઈ પડે છે આ પોતાના ઘરની છૂપી વાત બીજાને કહેવાને હું શક્તિમાન નથી, અર્થાત ઘરની ગુપ્ત વાત બીજે હું શું કહુ ? (એવુ સમતા પોતાના પતિને કહે છે) ॥ ૨૬ ॥

पंचिंदियपरा चोरा, मणजुवरन्नो मिलित्तु पावस्स ।
निअनिअअत्थे निरता, मूलट्ठिइ तुज्झ लुपति ॥२७॥

અર્થ—હે આત્મન્ ! પોતપોતાના વિષયમા આસક્ત આ પાચ ઇન્દ્રિયરૂપ મહાન ચોર, પાપી મનરૂપ યુવરાજની સાથે મળી તારી (જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ) મૂળ સ્થિતિને અર્થાત તારા આત્મગુણરૂપ મૂળ ધનને લૂટી લે છે ॥ ૨૭॥

हणिओ विवेगमंती, भिन्न चउरगधम्मचक्क पि ।
मुट्ठ नाणाइधण, तुम पि छूढो कुगइकूवे ॥२८॥

અર્થ—તેઓએ આ વિવેકરૂપી મંત્રીને હણી નાખ્યો, ચતુરંગ ધર્મચક્રને (મનુષ્યજન્મ, ધર્મશ્રવણ શ્રદ્ધા અને સંયમવીર્યરૂપને) પણ લઈ નાખ્યું, જ્ઞાનાદિ ધનને લૂટ્યું અને તને પણ દુર્ગતિ-કૂપમાં નાખ્યો ॥ ૨૮ ॥

इत्तिअकाल हुतो, पमायनिद्दाइगलियचेअन्नो ।
जइ जग्गिओ सि संपइ, गुरुवयणा ता न वेएसि ॥२९॥

અર્થ—આટલા કાળ સુધી તું પ્રમાદરૂપ નિદ્રાએ કરી ગલિત ચેતનવાળો થઈ ગયો હતો, પરંતુ હવે જો તું જાગૃત થયો છે, તો ગુરુના વચનોથી તારું સ્વરૂપ તું કેમ જાણતો નથી? ॥ ૨૯ ॥

लोगपमाणो सि तुम, नाणमओऽणतवीरिओ सि तुम ।
नियरज्जठिइ चिंतसु, धम्मज्झाणासणासीणो ॥३०॥

અર્થ—હે આત્મન્! તું લોક પ્રમાણ છે-જ્ઞાનમય છે, અનંત વીર્યવાન છે, ધર્મધ્યાનરૂપી આસનપર બેસી તારી આત્મરાજ્યસ્થિતિ કેવી છે તેનો વિચાર તો કર ॥ ૩૦ ॥

को व मणो जुवराया, को वा राया इ रज्जपब्भसे ।

जइ जगिओ सि सपइ, परमेसर पइस
चेअन्न ॥३१॥

અર્થ —જો હમણા તુ જાગૃત જ થયો છે તો તુ (તાા ૧ ચેતનમા) પોતે જ પરમેશ્વર છે, અને તેમ છે તો પછી અત્ર-માનિત મનરૂપી યુવરાજના અને ચોરરૂપી નાજાના શા ભાર છે ? અને તને હવે રાજ્યથી કોણ ભ્રષ્ટ કરે એમ છે ? ॥ ૩૧ ॥

नाणमओ वि जडो त्ति व, पहू वि चोरु व्व
जत्थ जाओ सि ।
भवदुग्गम्मि कि तत्थ, वससि साहीण-
सिवनयरे ॥३२॥

અર્થ —જ્ઞાનમય છતા જડ જેવો કા થઈ ગયો છે ? વળી ધણી હોવા છતા ચોર જેવો કા બની ગયો છે ? જે ભવદુર્ગમમા (સંસારરૂપી, દુઃખે પ્રવેશાય એવા કેદખાનામા) મોક્ષનગર (સુખે) સ્વાધીન હોવા છતા કેમ વશી રહ્યો છે ? ॥૩૨॥

जत्थ कसाया चोरा, महावया सावया सया घोरा ।
रोगा दुट्ठभुअगा, आसासरिआ घणतरगा ॥३३॥

અર્થ —(ભવરૂપ દુર્ગમ શૈલ–પર્વત કેવો છે અને તેને લીલામાત્રમા કેમ ભેદાય તે કહે છે) જ્યા ચોરા જેવા ચાર કષાય છે, મહાભયકર હિંસક પ્રાણી જેવી સદા આપદાઓ વસે છે, જ્યા દુષ્ટ સર્પો જેવા રોગો આવી રહેલા છે અને ઘણા તરંગોવાળી નદી જેવી આશા છે ॥ ૩૩ ॥

चिंताडवी सवग्घा, बहुलतमा सुंदरी दरी दिट्ठा।
खाणी गई अणेगा, सिहराइ अट्ठमयभेआ ॥३४॥
रयणिअरो मिच्छत्त, मणदुक्कडओ सिलातल
ममत्त।
स भिंदसु भवसेल, झाणासणिणा जिअ
सहेल ॥३५॥

અર્થ —વાકડા સહિત અટવી જેવી ચિંતા છે અને જ્યા ઘણા જ અધકારવાળી ગુફાના જેવી સ્રી દેખાય છે, અનેક, ખીણો હોય એવી ચાર ગતિઓ છે, અને જેના આઠ ભેદ છે એવા મદના જ્યા શિખરો છે, ॥ ૩૪ ॥

અર્થ —જ્યા રાક્ષસ જેવુ મિથ્યાત્વ રહે છે અને જ્યા મનના પાપથી ઉત્પન્ન થયેલ મમત્વરૂપી શિલા છે, તે સસાર રૂપી કઠિણ–દુર્ગમ પર્વતને ધ્યાનરૂપી વજ્રવડે લીલામાત્રમા હે જીવ! તુ ભેદી નાખ ॥ ૩૬ ॥

जत्थत्थि आयनाण, नाण त्रियाण
सिद्धसुहयंतं।
सेस बहु वि अहिय, जाणसु
आजीविआमित्त ॥३६॥

અર્થ —જ્યા આત્મજ્ઞાન છે, ત્યા નિશ્ચયજ્ઞાન છે, અને સિદ્ધિસુખને આપનારુ પણ તે જ જ્ઞાન છે બીજુ ઘણુ પણ

કા તો અહિત કરે છે, અને કા તો આજીવિકામાત્ર છે એમ જાણુ ॥ ૩૬ ॥

सुवहु अहिअ जह जह, तह तह गव्वणे
पूरिअ चित्त ।
हिअअप्पवोहरहिअस्स, ओसहाउ उट्ठिओ
वाही ॥३७॥

અર્થ —જેમ જેમ અધિક ભણાયુ, તેમ તેમ ગર્વથી ચિત્ત અધિક પુરાયુ અને હૃદય-આત્મબોધ વગરનાને એ બહુ ભણતરરૂપી ઓષધમાથી રોગ ઉત્પન્ન થયો ॥ ૩૭ ॥

अप्पाणमवोहता, पर विवोहति केइ ते वि जडा ।
भण परियणम्मि छुहिए, सत्तागारेण किं कज्ज ॥३८॥

અર્થ —આત્માને બોધ કર્યા વગર કેટલાક બીજાને વિશેષ બોધ કરવા જાય છે, તેઓ પણ ખરેખરા જડ (મૂર્ખ) છે એક બાજુ પોતાનો પરિવાર ભુખ્યો છે, છતા તેઓને દાન શાળા માડવાનુ શુ પ્રયોજન છે તે તુ કહે ? ॥ ૩૮ ॥

बोहति पर कि वा, मुणति काल नरा
पठति सुअ ।
टाण मुअति सया वि हु, विणाऽऽयवोह पुण न
सिद्धी ॥३९॥

# श्रीजीवानुशास्तिकुलकम्

रे जीव ! किं न बुज्झसि, चउगइससारसायरे घोरे।
भमिओ अणतकाल, अरहट्टघडि व्व जलमज्झे ॥१॥

અર્થ– હે જીવ ! ચારગતિરૂપ ભયકર સસારસમુદ્રમા, પાણીમા રેંટના ઘડાઓની પેઠે, અનતકાળ સુધી તુ ભમ્યો, (છતા) કેમ બોધ પામતો નથી ? ॥ ૧ ॥

रे जीव ! चिंतासि तुम, निमित्तमित्त परो
हवइ तुज्झ ।
असुहपरिणामजणिय, फलमेयं पुव्वकम्माण ॥२॥

અર્થઃ—હે જીવ! બીજો તો તને નિમિત્તમાત્ર જ છે અને આ (બધુ) અશુભ પરિણામથી ઉત્પન્ન થયેલુ, પૂર્વકર્મનુ ફળ છે, તે તું ચિતવે છે ? ॥ ૨ ॥

रे जीव ! कम्मभरिय, उवएसं कुणसि मूढ !
विवरीअं ।
दुग्गइ गमणमणाण, एसच्चिय हवइ
परिणामो ॥३॥

અર્થ —હે મૂઢ જીવ ! કર્મથી ભરેલો વિપરીત ઉપદેશ તું કરે છે દુર્ગતિમા જવાની ઇચ્છાવાળાના મનમા આ જ પરિણામ હોય છે ॥ ૩ ॥

रे जीव! तुम सीसे, सवणा दाऊण सुणसु
। मह वयण।
जं सुख न वि पाविसि, ता धम्मविवज्जिओ
नूण ॥४॥

અર્થઃ—હે શિષ્ય જીવ! તું કાન દઈને મારું વચન સાભળ! તું સુખ પામતો જ નથી માટે ખરેખર ધર્મ રહિત જ છે ॥૪॥

रे जीव! मा विसाय, जाहि तुम पिच्छिऊण
। पररिद्धी।
धम्मरहियाण कुत्तो, सपज्जइ विविहसपत्ती ॥५॥

અર્થ—હે જીવ! બીજાની ઋદ્ધિ જોઈને તુ વિષાદ પામ નહીં ધર્મ વિનાના જીવને વિવિધ પ્રકારની સંપત્તિઓ ક્યાથી પ્રાપ્ત થાય? ॥ ૫॥

रे जीव! किं न पिच्छसि? झिज्झत जुव्वण
धण जीअ।
तहवि हु सिग्ध न कुणासि, अप्पहिय
पवराजिणधम्म ॥६॥

અર્થઃ—હે જીવ! યૌવન, ધન અને જીવિતને નાશ પામતાં શું તું નથી જોતો? તોપણ આત્મહિતકારી શ્રેષ્ઠ જિનધર્મ ખરેખર તું નથી કરતો (નથી આદરતો) ૬॥

रे जीव ! माणवज्जिअ, साहसपरिहीण दीण गयलज्ज ।
अच्छसि किं विसत्थो, न हु धम्मे आयरं कुणसि ॥७॥

અર્થ—હે માન વિનાના, સાહસ રહિત ગરીબડા, નિર્લજ્જ જીવ ! વિશ્વાસવાળો થઈને કેમ બેઠો છે ? તું ધર્મમાં બિલકુલ આદર કરતો જ નથી ॥ ૭ ॥

रे जीव ! मणुयजम्म, अकयत्थं जुव्वण च वोलीण ।
न य चिण्ण उग्गतवं, न य लच्छी माणिआ पवरा ॥८॥

અર્થ—હે જીવ ! નિષ્ફળ મનુષ્ય જન્મ, અને યૌવન વ્યતીત થયા, ઉગ્ર તપ પણ ન આચર્યું અને ઉત્તમ પ્રકારની લક્ષ્મી પણ ન મેળવી ॥ ૮ ॥

रे जीव ! किं न कालो, तुज्झ गओ परमुह नीयनस्स ।
ज इच्छियं न पत्त, त असिधारावय चरसु ॥९॥

અર્થ—હે જીવ ! બીજાના મોઢા સામુ (જોઈને બેસી રહેતા) જોતા તારો વખત (નકામો) નથી ગયો ? જે તને

ઇચ્છિત હતુ તે તો ન મળ્યુ, માટે ખડ્ગધારા સન્મુ વ્રત આદર ॥ ૯ ॥

इय मा मुणसु मणेण, तुज्झ सिरी जा परस्स आइत्ता ।
ता आयरेण गिण्हसु, संगोवय विविहपयत्तेण ॥१०॥

અર્થ—તારી લક્ષ્મી પારકાને તાબે છે એમ તુ મનથી ન માન, પણ આદરપૂર્વક તેને (તારા આત્મગુણોને) ગ્રહણ કર અને વિવિધ પ્રયત્નવડે તેનું રક્ષણ કર ! ॥ ૧૦ ॥

जीविअ मरणेण समं, उप्पज्जइ जुव्वण सह जराए ।
रिद्धी विणाससहिआ, हरिसविसाओ न कायव्वो ॥११॥

અર્થ—હે જીવ ! જીવિત મરણની સાથે, યૌવન જરા સાથે અને ઋદ્ધિઓ વિનાશ સાથે ઉત્પન્ન થાય છે, (તેથી) જીવિતાદિનો હર્ષ કે મરણાદિનો વિષાદ ન કરવો ॥ ૧૧ ॥ ઇતિ



# अथ इन्द्रियादि–
# विकारनिरोधकुलकं

रज्जाइभोगतिसिया, अट्टवसट्टा पडंति तिरिएसु ।
जाईमएण मत्ता, किमिजाइ चेव पावंति ॥१॥

અર્થ—રાજ્યાદિના ભોગની તૃષ્ણાવાળા આર્ત ધ્યાનને વશ દુઃખી થઈ તિર્યંચમાં પડે છે અને જાતિમદ વડે મદોન્મત્ત થયેલા કરમિયાની જાતિમાં જન્મ પામે છે ॥ ૧ ॥

कुलमत्ति सियालित्ते, उट्टाईजोणि जाति रूवमए ।
वलमत्ते वि पयगा, वुद्धिमए कुक्कडा हुति ॥२॥

અર્થ—કુલમદ કરનારા શિયાળપણું, અને રૂપનો મદ કરનારા ઊંટાદિની યોનિમાં ઉત્પન્ન થાય છે બળમદ વડે પતંગિયા, અને બુદ્ધિમદથી કુકડા થાય છે ॥ ૨ ॥

रिद्धिमए साणाई, सोहग्गमएण सप्प कागाई ।
नाणमएण वइल्ला, हवंति मय अट्ठ अइदुट्ठा ॥३॥

અર્થ—રિદ્ધિમદે કરીને કુતરા વગેરે, સૌભાગ્યમદે કરીને સર્પ-કાગડા વગેરે, અને જ્ઞાનમદ વડે કરીને બળદો થાય છે, એમ આઠેય પ્રમાદના મદો અતિદુષ્ટ છે ॥ ૩ ॥

कोहणसीला सीही, मायावि वगत्तणम्मि वच्चति ।
लोहिल्ल मूसगत्ते, एव कसाएहिं भमडंति ॥४॥

અર્થ —ક્રોધી પ્રાણીઓ અગ્નિમા ઉત્પન્ન થાય છે, માયાવી બગલાપણાને પામે છે, અને લોભી ઉદરપણુ પામે છે એ પ્રકારે કષાયો વડે જીવો દુર્ગતિઓમા ભમે છે ॥ ૪ ॥

माणसदंडेण पुण, तंदुलमच्छा हवंति मणदुट्ठा ।
सुय तित्तर लावाई, होउ वायाइ वज्झंति ॥५॥

અર્થ —વળી દુષ્ટ મનવાળા મનદંડ વડે કરીને તંદુલિયા મત્સ્યો થાય છે અને વચનદંડ વડે જીવો પોપટ, તેતર, લાવરી વગેરે પક્ષીઓ થઈને બંધનમા પડે છે ॥ ૬ ॥

काएण महामच्छा, मंजारा (उ) हवंति तह कूरा ।
तं तं कुणंति कम्मं, जेण पुणो जंति नरएसु ॥६॥

અર્થ —કાયદંડ વડે કરીને ક્રૂર એવા મોટા મત્સ્યો અને બિલાડાઓ થાય છે વળી તે તે ભવોમા પુનં મન વચન કાયાથી તે તે કર્મો કરે છે, કે જેથી ત્યાથી મરીને નારકીમા જાય છે ॥ ૬ ॥

फासिंदियदोसेण, वणसुयरत्तम्मि जंति जीवा वि ।
जिहालोलुय वग्घा, घाणवसा सप्पजाईसु ॥७॥

અર્થ —સ્પર્શનેન્દ્રિયના દોષથી જીવો વનમા ભૂંડપણે ઉપજે છે, જીહ્વાઇંદ્રિયમા લોલુપ જીવો વાઘ થાય છે અને ઘ્રાણઇંદ્રિયને વશ પડવાથી સર્પની જાતિઓમા ઉત્પન્ન થાય છે ॥૭॥

नयणिंदिए पयंगा, हुंति मया पुण सवणदोसेण ।
एए पंच वि निहणं, वयंति पंचिंदिएहिं पुणो ॥८॥

અર્થ—ચક્ષુ ઇંદ્રિયના દોષથી પતંગિયા, અને શ્રોત્ર ઇંદ્રિયના દોષથી મૃગલા થાય છે એમ એ પાંચે જીવો બીજા ભવોમા પાંચે ઇન્દ્રિયો વડે ફરીથી પણ નાશ પામે છે ॥ ૮ ॥

जत्थ य विसयविराओ, कसायचाओ गुणेसु
अणुराओ।
किरिआसु अप्पमाओ, सो धम्मो सिवसुहो
लोए (वाओ)॥९॥

અર્થ—(માટે હે જીવ!) જેમા વિષયોથી વિરાગ, કષાયોનો ત્યાગ, ગુણોમા પ્રીતિ અને ક્રિયાઓમા અપ્રમાદીપણુ છ, તે ધર્મ જ જગતમા મોક્ષસુખ આપવાવાળો છે ॥ ૯ ॥



# अथ कर्मकुलकं

तेल्लोक्किक्कस्स मल्लस्स, महावीरस्स दारूणा।
उवसग्गा कह हुता, न हुत जइ कमय ॥१॥

अर्थ —त्रणु लोकमा अद्वितीयमल्ल એવા શ્રી મહાવીર પ્રભુને પણુ ભર્યકર ઉપસર્ગો થયા તે જો કર્મ ન હોય તો કેમ થાય ? ॥ ૧ ॥

वीरस्स मेंढि(मिनु)यग्गामे, केवलिस्सावि दारूणो।
अइसारो कह हुतो, न हुत जइ कम्मय ॥२॥

અર્થ —જો કર્મ ન હોય તો મહાવીરસ્વામીને કેવળજ્ઞાની છતા મેઢિક ગામમા ભયકર અતિમાર કેમ થાય ? ॥ ૨ ॥

वीरस्स अट्ठिअग्गामे, जक्खाओ सूलपाणिणो।
वेअणाओ कह हुती, न हुत जइ कम्मय ॥३॥

અર્થ —કર્મનુ અસ્તિત્વ ન હોય તો અસ્થિક ગામમા શૂલપાણિયક્ષથી સમર્થ વીર ભગવાનને પણુ વેદનાઓ થઈ તે કેમ બને ? ॥ ૩ ॥

दारूणाओ सलागाओ, कन्नेसु वीरसामिणो।
पक्खिवतो कह गोवो, न हुत जइ कम्मय ॥४॥

અર્થ —જો તેવુ કર્મ ન હોય તો મહાવીરસ્વામીના કાને ગોવાળિયો ભયકર ખીલા કેમ ઠોકી શકે ? ॥ ૪ ॥

वीस वीरस्स उवसग्गा, जिणिंदस्सावि दारूणा ।
सगमाओ कह हुता, न हुंत जइ कम्मय ।।५।।

અર્થ —જો કર્મ ન હોત તો તીર્થંકર શ્રીવીરપરમાત્માને પણ સંગમદેવથી ભયંકર વીસ ઉપસર્ગો કેમ થાત ? ॥ ૫ ॥

गयसुकुमाल(स्स)सीसम्मि, खाइरगारसचय ।
पक्खिवतो कह भट्टो, न हुत जइ कम्मयं ।।६।।

અર્થ —જો કર્મ ન હોય તો ગજસુકુમાળના મસ્તક ઉપર ખેરના બળતા અંગારા સોમિલ નામના બ્રાહ્મણે ભર્યા તે કેમ બને ? ॥ ૬ ॥

सीसा उ खद्गस्सावि, पीलिज्जता तया कह ।
ज तेण पालएणावि, न हुत जइ कम्मय ।।७।।

અર્થ —જો કર્મ ન હોત તો તે વખતે ખંધક મુનિના શિષ્યોને પાલક યંત્રમાં કેમ કચડી શકત ? ॥ ૭ ॥

सणंकुमारपामुक्ख-चक्किणो वि सुसाहुणो ।
वेयणाओ कहं हुता, न हुत जइ कम्मय ।।८।।

અર્થ —જો કર્મ ન હોય તો સનત્કુમાર ચક્રવર્તી વગેરે ઉત્તમ સાધુઓને પણ વેદનાઓ થઈ તે કેમ થાય ? ॥ ૮ ॥

कोसबीए नियठस्स, दारुणा अच्छिवेयणा ।
धणिणो वि कह हुता, न हुंत जइ कम्मय ।।९।।

અર્થ —જો કર્મ માનવામા ન આવે તો કૌશામ્બી નગરીમા નિર્ગ્રંથ એવા પણ મુનિને એક શ્રીમ તથો ભય કર નેત્ર પીડા થઈ તે કેમ થાય ? ॥ ૯ ॥

नमिस्सतोमहादाहो, नरिंदस्सावि दारुणो ।
महिलाए कह हुतो, न हुत जइ कम्मय ॥१०॥

અર્થ —નમિરાજર્ષી જેવા નરેન્દ્રને પણ પોતાની સ્ત્રીઓના કકણોના અવાજથી અતરમા મોટો દાહ થયો, તે જો કર્મ ન હોય તો કેમ હોઈ શકે ? ॥૧૦॥

अधत्त बभदत्तस्स, सुदेहस्सावि दुस्सह ।
चक्किस्सावि कह हुत, न हुत जइ कम्मय ॥११॥

અર્થ—સુદર શરીરવાળા બ્રહ્મદત્ત ચક્રવર્તીને પણ કર્મ વિના બીજા કયા કારણથી દુસ્સહ અ ધપણુ પ્રાપ્ત થાય ? ॥ ૧૧ ॥

नीयगुत्ते जिणिदो वि, भूरिपुण्णो वि भारहे ।
उपज्जतो कह वीरो, न हुत जइ कम्मय ॥१२॥

અર્થ —મોટા પુન્યવાળા જિનેન્દ્ર શ્રી મહાવીર પણ આ ભરતક્ષેત્રમા નીચ ગોત્રમા ઉત્પન્ન થયા, તેનુ કર્મ સિવાય અન્ય શુ કારણ હોઈ શકે ? ॥ ૧૨ ॥

अवतीसुकुमालो वि, उज्जेणीए महायसो ।
कह सिवाइ खज्जतो, न हुत जइ कम्मय ॥१३॥

અર્થ —ઉજ્જયિની નગરીમા મોટા યશવાળા અવન્તી સુકુમાળનુ શિયાળણીએ ભક્ષણ કર્યું, તેનું કારણ કર્મ જ હોઈ શકે ॥ ૧૩ ॥

सईए सुद्धसीलाए, भत्तारा पंच पडवा ।
दोवईए कह हुता, न हुत जइ कम्मय ॥१४॥

અર્થ – પવિત્ર શિયળવાળી સતી એવી દ્રૌપદીને પાચ પાડવો પતિ થયા, તે કર્મ સિવાય કેમ બને ? ॥ ૧૪ ॥

मियापुत्ताइजीवाण, कुलीणाण वि तारिस ।
महादुक्ख कह हुत, न हुत जइ कम्मय ॥१५॥

અર્થ —કુલીન એવા પણ મૃગાપુત્ર વગેરે અનેક જીવોને તે તે પ્રકારનુ દુ ખ થયુ તે તેવા પ્રકારનું કર્મ ન હોય તો કેમ બને ? ॥ ૧૫ ॥

वसुदेवाईण हिंडी, रायवसोब्भवाण वि ।
तारुण्णे वि कह हुता, न हुत जइ कम्मय ॥१६॥

અર્થ —જો કર્મ ન હોત તો, રાજાના વંશમા ઉત્પન્ન થયેલા વસુદેવાદિને યૌવનઅવસ્થામા પણ કેમ ભટકવુ પડત ? ॥ ૧૬ ॥

वासुदेवस्स पुत्तो वि, नेमिसीसो वि ढढणो ।
अलाभिल्लो कह हुतो, न हुत जइ कम्मय ॥१७॥

અર્થ —વાસુદેવના પુત્ર તેમ જ તીર્થંકર પરમાત્મા નેમિનાથના શિષ્ય છતા પણ ઢઢણઋષિને ગોચરી છ મહિના

સુધી મળી નહિ, તે તેવુ કર્મ ન હોય તો કેમ બને? (૧૭)

कण्हस्स वासुदेवस्स, मरण एगागिणो वणे ।
भाउयाओ कह हुत, न हुत जइ कम्मयं ॥१८॥

અર્થઃ—જો કર્મ ન હોય તો વાસુદેવ છતા વનમા એકલા પડેલા કૃષ્ણનુ પોતાના ભાઈથી જ મરણ કેમ થાય? ॥ ૧૮ ॥

नावारूढस्स उवसग्गो, वद्धमाणस्स दारूणो ।
सुदाढाओ कह हुतो, न हुत जइ कम्मय ॥१९॥

અર્થ —જો કર્મ ન હોત તો નાવમા બેઠેલા શ્રીમાન્ વર્દ્ધમાનસ્વામીને સુદંષ્ટ્રયક્ષથી ભયકર ઉપસર્ગ કેમ થાત? ॥૧૯॥

पासनाहस्स उवसग्गो, गाढो तित्थकरस्स वि ।
कमठाओ कह हुतो, न हुत जइ कम्मय ॥२०॥

અર્થ —તીર્થંકર છતા પરમાત્મા શ્રી પાર્શ્વનાથ ભગવાનને કમઠથી આકરા ઉપસર્ગ થયા તે કર્મ વિના કેમ બને? ॥ ૨૦ ॥

अणुत्तरा सुरा साया–सुक्खसोहग्गलीलया ।
कह पावति चवण, न हुत जइ कम्मय ॥२१॥

અર્થ —અનુત્તર વિમાનવાસી દેવો કે જેઓ શાતાવેદનીય સુખની પૂરી સામગ્રીથી યુક્ત છે, તે પણ ત્યાંથી ચ્યવી મૃત્યુ લોકમા આવે છે તે કર્મ વિના કેમ બને? ॥ ૨૧ ॥

—: :—

# अथ दशश्रावककुलकं

वाणियगामपुरम्मि, आणदो जो गिहवई आसी।
सिवनदा से भज्जा, दस सहस्स गोउला
चउरो ॥१॥

અર્થઃ—વાણિજ્યગ્રામ નગરમા આનદ નામે ગૃહસ્થ હતો, તેને શિવાનદા નામે સ્ત્રી હતી અને દશ દશ હજાર ગાયોના ચાર ગોકુળો હતા ॥ ૧ ॥

निहिविवहारकलतर-ठाणेसु कणयकोडिबारसग।
सो सिरिवीरजिणेसर-पयमूले सावओ जाओ ॥२॥

અર્થ —તેની પાસે ભડારમા, વ્યાપારમા અને વ્યાજે એમ કુલ મળી બાર ક્રોડ સોનૈયા હતા તે (આનદ) શ્રી મહાવીર જિનેશ્વરનો ચરણસેવી શ્રાવક થયો ॥ ૨ ॥

चपाई कामदेवो, भद्दाभज्जो सुसावओ जाओ।
छग्गोउल अट्ठारस्स, कचणकोडीण जो सामी ॥३॥

અર્થ —ચપા નગરીમા કામદેવ નામે શ્રી મહાવીરનો સુશ્રાવક થયો તેને ભદ્રા સ્ત્રી હતી, ઉપર કહ્યા તેવા છ ગોકુલ હતા અને તે અઢાર ક્રોડ સોનૈયાનો સ્વામી હતો ॥ ૩ ॥

कासीए चुलणिपिया, सामा भज्जा य गोउला
अट्ठ ।
चउवीस कणयकोडी, सड्ढाण सिरोमणी
जाओ ॥४॥

અર્થ —કાશીમા શ્રાવકોમા શિરોમણિ ચુલનીપિતા નામે મહાવીરનો શ્રાવક થયો તેને શ્યામા સ્ત્રી હતી, આઠ ગોકુળો, તેમજ ચોવીસ ક્રોડ સોનયા હતા ॥ ૪ ॥

कासीई सूरदेवो, धन्ना भज्जा य गोउला छच्च ।
कणयट्ठारसकोडी, गहीयवओ सावओ जाओ ॥५॥

અર્થ —કાશીમા સુરદેવ નામે ગૃહસ્થ હતો તેને ધન્યા નામે સ્ત્રી હતી, અને છ ગોકુળ તથા અઢાર ક્રોડ સોનયા હતા તે વ્રત ગ્રહણ કરી ને પ્રભુ મહાવીરનો શ્રાવક થયો ॥ ૫ ॥

आलभियानयरीए, नामेण चुल्लसयगओ सड्ढो ।
बहुला नामेण पिया, रिद्धी से कामदेवसमा ॥६॥

અર્થ —આલભિય નગરીમા ચુલ્લશતક નામે શ્રી મહાવીરનો શ્રાવક થયો તેને બહુલા નામની સ્ત્રી હતી અને તેની ઋદ્ધિ કામદેવ શ્રાવકના જેટલી હતી ॥ ૬ ॥

कंपिल्लपट्टणम्मि, सड्ढो नामेण कुडकोलियओ ।
पुस्सा पुण जस्स पिया, विहवो सिरिकामदेव-
समो ॥७॥

અર્થ —કાંપિલ્યપુરમાં કુંડકોલિક નામે શ્રી મહાવીરનો શ્રાવક હતો તેને પુષ્પા નામે સ્ત્રી હતી અને તેનો વૈભવ શ્રી કામદેવ શ્રાવકના સમાન હતો ॥ ७ ॥

सद्दालपुत्तनामो, पोलासम्मि कुलालजाईओ।
भज्जा य अग्गिमित्ता, कचणकोडीण से
तिन्नि ॥८॥

અર્થ— સદ્દાલપુત્ર નામનો શ્રી મહાવીરનો શ્રાવક પોલાસપુરમાં કુંભાર જાતિનો થયો તેને અગ્નિમિત્રા નામે સ્ત્રી હતી અને ત્રણ ક્રોડ સોનામહોરો તેની પાસે હતી ॥ ८ ॥

चउवीस कणयकोडी, गोउल अट्ठेव
रायगिहनयरे।
सयगो भज्जा तेरस, रेवई अड सेस कोडीओ ॥९॥

અર્થ —ચોવીસ ક્રોડ સોનૈયા, અને આઠ ગોકુલવાળો રાજગૃહી નગરીમાં શતક નામે શ્રી મહાવીરનો શ્રાવક હતો તેને રેવતી આદિ તેર સ્ત્રીઓ હતી તેમાં રેવતી આઠ ક્રોડ અને બાકીની એક એક ક્રોડ સોનામહોરો લાવી હતી ॥ ९ ॥

सावत्थीनयरीए, नदणिपिय नाम सड्ढओ जाओ।
अस्सिणिनामा भज्जा, आणदसमो य
रिद्धीए ॥१०॥

અર્થ—શ્રાવસ્તી નગરીમા નન્દનીપ્રિય નામે શ્રી મહાવીરનો શ્રાવક થયો, તેને અશ્વિની નામે સ્ત્રી હતી, અને તે ઋદ્ધિમા આનદ શ્રાવકની સમાન હતો ॥ ૧૦ ॥

सावत्थीवत्थव्वो, लतगपिय सावगो य (जो प) वरो ।
फग्गुणिनामकलत्तो, जाओ आणदसम - विहवो ॥११॥

અર્થ—શ્રાવસ્તી નગરીમા લાન્તકપ્રિય નામે શ્રેષ્ઠ શ્રી મહાવીરનો શ્રાવક વસતો હતો, તેને ફ઼ગુની નામે સ્ત્રી હતી તે વિભવમા આનદ શ્રાવક સરખો હતો ॥ ૧૧ ॥

નોધ—ઉવાસગદસાઓ સૂત્રમા ભગવ નના દશમા શ્રાવકનુ નામ 'સાલિહીપિયા' કહ્યુ છે

इक्कारस पडिमधरा, सवि सिरिवीरपयकमलभत्ता।
सव्वे वि सम्मदिट्ठी, वारसवयधारया सव्वे ॥१२॥

અર્થ—એ સર્વ શ્રાવકો અગિયાર પ્રતિમાને ધારણ કરનારા, શ્રી મહાવીરસ્વામીના ચરણકમળને સેવનારા, સમ્યગ્ દૃષ્ટિ અને બાર વ્રતોને ધારણ કરવાવાળા હતા ॥ ૧૨ ॥



# श्रीइरियावहिकुलकं

नमवि सिरिवद्धमाणस्स पयपकय,
भविअजिअभमरगणनिच्चपरिसेविअ ।
चउरगइजीवजोणीण खामणकए,
भणिमु कुलय अहं निसुणिअ जह सुए ॥१॥

અર્થ—ભવ્ય જીવોરૂપી ભ્રમરોના સમૂહથી નિત્ય સેવાયેલા શ્રી મહાવીર પ્રભુના તે (પ્રસિદ્ધ) ચરણકમલને નમીને ચાર ગતિના જીવની યોનિઓને (સર્વ જીવોને) ખમાવવાને માટે જેમ મે સિદ્ધાતમા સાભળેલુ છે તેમ કુલકદ્વારા કહુ છુ ॥ ૧ ॥

नारयाणं जिआ सत्तनरय[प्प]भवा,
अपज्जपज्जत्तभेएहिं चउदस धुवा ।
पुढविअपतेयवाउवणस्सईणंतया,
पच ते सुहुम थूला य दस हुतया ॥२॥

અર્થ—સાત નરક પૃથ્વીના ભેદે નરકના જીવોના સાત પ્રકાર છે તે ૭ પર્યાપ્તા અને ૭ અપર્યાપ્તા મળીને નારકોના કુલ ચઉદ ભેદ થાય તથા તિર્યંચમા—પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, અને સાધારણ વનસ્પતિ કાય, એ પાચ ભેદોના સૂક્ષ્મ અને બાદર, એમ બન્ને મળી દશ ભેદો થાય છે ॥ ૨ ॥

अपजपज्जत्तभेएहिं वीसं भवे,
अपजपज्जत्त पत्तेयवणस्सइ दुवे ।
एवमेगिंदिआ वीस दोजुत्तया,
अपजपजबिंदि-तेइंदि-चउरिंदिया ।।३।।

અર્થ —એ દશને અપર્યાપ્તા અને પર્યાપ્તા એ બે બે પ્રકારે ગણતા વીસ ભેદ થાય, ઉપરાંત અપર્યાપ્ત અને પર્યાપ્ત એ બે ભેદે પ્રત્યેક વનસ્પતિ છે એ પ્રકારે એકેન્દ્રિયના કુલ ૨૨ ભેદો થાય છે તે સિવાય પર્યાપ્ત અને અપર્યાપ્ત બેઇંદ્રિય, તેઈંદ્રિય અને ચૌરિંદ્રિય મળી વિકલેન્દ્રિયના છ ભેદો થાય છે ॥ ૩ ॥

नीरथलखेअरा उरगपरिसप्पया,
भुजगपरिसप्प सन्नि ऽसन्नि पंचिंदिया ।
दसवि ते पज्जअपज्जत्त वीस कया,
तिरिय सव्वेऽडयालीस भेया मया ।।४।।

અર્થઃ—વળી સંજ્ઞી પંચેંદ્રિય અને અસંજ્ઞી પંચેંદ્રિય, તે પ્રત્યેકના જળચર, સ્થળચર, ખેચર, ઉર પરિસર્પ અને ભુજપરિસર્પ, એ પાંચ પાંચ ભેદ હોવાથી દશ ભેદ થાય, તે વળી પર્યાપ્ત અને અપર્યાપ્તના બે થી ગણતા ૨૦ ભેદ થાય છે એમ સર્વ મળી તિર્યંચના ૪૮ ભેદ કહ્યા છે ॥ ૪ ॥

पचदसकम्मभूमी य सुविसालया,
तीस अकम्मभूमी अ सुहकारया ।

अतरदीव तह पवर छप्पणयं,
मिलिय सयमहियमेगेण नरठाणय ॥५॥

અર્થ—સુવિશાળ પદર કર્મભૂમિઓ, એકાન્તે જ્યા સુખ છે તે ત્રીસ અકર્મભૂમિઓ અને છપ્પન અતરદ્વીપો, એમ મનુષ્યને ઉપજવાના કુલ એકસો ને એક સ્થાનકો છે ॥ ૫ ॥

तत्थ अपजत्तपज्जत्तनरगब्भया,
वतपित्ताइअसन्निअपजत्तया ।
मिलियसव्वे वि ते तिसय तिउत्तरा,
मणुयजम्मम्मि इम हुति विविहप्पयरा ॥६॥

અર્થ—ત્યા પર્યાપ્ત અને અપર્યાપ્ત એવા બે ભેદવાળા ગર્ભજ મનુષ્યો હોય છે, તેના ૨૦૨ ભેદ થયા તથા તેઓના વમન-પિત્તાદિક (ચૌદ સ્થાનોમા) ઉત્પન્ન થતા અપર્યાપ્ત સમૂર્છિમ મનુષ્યના ૧૦૧ ભેદ છે એમ સર્વ મળી મનુષ્યના ૩૦૩ ભેદો થાય છે ॥ ૬ ॥

भवणवइदेव दस पनर परहम्मिया,
जभगा दस य तह सोल वतरगया ।
चर-थिरा जोइसा चद सूरा गहा,
तह य नक्खत्त तारा दस भावहा ॥७॥

અર્થ—(દેવોમા) ભવનપતિ દેવોના દશ ભેદ, પરમાધાર્મિકના પદર, તિર્યગ્જૃભકના દશ તથા વ્યતરના સોળ અને

ચંદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર અને તારા એ પાચ ચર અને પાચ સ્થિર મળી દેદીપ્યમાન જ્યોતિષીના દશ ભેદ થયા ॥ ७ ॥

किब्बिसा तिण्णि सुर बार वेमाणिया,
भेय नव नव य गेविज्ज लोगंतिया ।
पंच आणुत्तरा सुरवरा ते जुया,
एगहीण सय देवदेवीजुया ॥८॥

અર્થ—તથા કિલ્બિષ દેવના ત્રણ ભેદ, બાર ભેદ વૈમાનિકના, નવ ગ્રૈવેયકના, અને નવ લોકાન્તિકના, તથા પાચ ભેદ અનુત્તરના, તે બધા જોડતા દેવ અને દેવીઓ સહિત નવાણુ ભેદો દેવોના થાય છે ॥ ८ ॥

अपजपज्जत्तभेएहिं सयट्ठाणुआ,
भवणवणजोइवेमाणिया मिलिया ।
अहिअ तेसट्ठी सत्ति हुंति ते पणसया,
अभिहयापयदसयगुणिअ जाया तया ॥९॥

અર્થ —એ નવાણુના પર્યાપ્ત અને અપર્યાપ્ત ગણતા ભુવનપતિ, વ્યંતર, જ્યોતિષ અને વૈમાનિક, એ ચારેના મળી એકસોને અઠાણુ ભેદો થાય છે એમ १४+४८+३०३+१९८= ५६३ ભેદો નરકાદિ ચારે ગતિના જીવોના થયા, તેને અભિહયાદિક દશ પદોએ ગુણતા—॥ ९ ॥

पंचसहसा छसय भेय.तीसाहिया,
रागदोसेहि ते सहस एगारसा।
दुसयसट्ठी त्ति मणवयणकाए पुणो,
महस तेतीस सयसत्तअसिई घणो ॥१०॥

અર્થ—પાચ હજાર, છસો ને ત્રીશ ભેદ થાય, તેને રાગ અને દ્વેષ એમ બેથી ગુણુતા અગિયાર હજાર બસો અને સાઠ ભેદ થાય, તેને મન વચન અને કાયા એ ત્રણથી ગુણીએ ત્યારે તેત્રીશ હજાર, સાતસો ને એંશી ભેદ થાય ॥ ૧૦ ॥

करणकारणअणुमई(इ)सजोडिया,
एगलख सहसइग तिसयचालीसया।
कालतिअगणिय तिन्निलक्ख चउसहसया,
वीसहिअ इरिअ मिच्छामिदुक्कडपया ॥११॥

અર્થ—(વળી તેને) કરવુ, કરાવવુ અને અનુમોદવુ એ ત્રણ ભેદે ગુણવાથી એક લાખ, એક હજાર, ત્રણસો ને ચાલીશ ભેદો થાય, અને તેને ત્રણે કાળથી ગુણુતા ત્રણ લાખ, ચાર હજાર અને વીશ ભેદો થાય તે દરેક પ્રકારે 'મિચ્છામિદુક્કડ' દેવાથી ઇરિયાવહિના મિચ્છામિદુક્કડના તેટલા સ્થાનો થાય ॥ ૧૧ ॥

નોટ—બીજા ગ્રંથેમા આ ૩૦૪૦૨૦ ને છ સાક્ષીથી ગુણુતા '૧૮૨૪૧૨૦' પ્રકારે પણ મિચ્છામિ-દુક્કડ દેવાય છે, એમ કહેલુ છે

इणिपरि चउरगइमाहि जे जीवया,
कम्मपरिपाकिनवनवियजोणीठिया ।
ताह सव्वाह कर करिय सिर उप्परे,
देमि मिच्छामिदुक्कडं बहु बहु परे ॥१२॥

અર્થ—એ પ્રમાણે પોતપોતાના કર્મવિપાકને અનુસારે જુદી જુદી જાતની યોનિઓમા ચાર ગતિમા જે જીવો રહેલા છે તે દરેકને હુ મસ્તકે હાથ જોડીને અનેકાનેક વાર મિચ્છામિદુક્કડ દઉ છુ ॥ ૧૨ ॥

इअ जिअ विविहप्परि मिच्छामिदुक्कडि,
करिहि जि भविआ सुद्धमणा ।
ति छिदिअ भवदुह पामिअ सुरसुह,
सिद्धिनयरि सुह लहइ घणा ॥१३॥

અર્થ—એ પ્રકારે જે ભવિક જીવ શુદ્ધ મન વડે કરીને વિવિધ પ્રકારે જીવો પ્રત્યે 'મિથ્યા દુષ્કૃત' કરે છે તે સંસારના દુઃખો છેદીને, વચ્ચે દેવોના સુખ પામીને આખરે મોક્ષ નગરીનું અનંત સુખ મેળવે છે ॥ ૧૩ ॥





अथ श्रीरत्नशेखरसूरि-विरचिता

# श्री संबोधसत्तरि.

( મૂળ અને ભાષાન્તર યુક્ત )

नमिऊण तिलोयगुरु, लोआलोअप्पयासयं वीर ।
संबोहसत्तरिमह, रएमि उद्धारगाहाहिं ॥ १ ॥

અર્થ—સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ રૂપ ત્રણ લોકના ગુરુ અને લોકાલોકના પ્રકાશક એવા શ્રી વીરસ્વામીને નમસ્કાર કરીને સૂત્રોમાંથી ગાથાઓ ઉદ્ધરીને હું આ સંબોધસત્તરિ નામનો ગ્રંથ રચું છું (૧)

સમતાનું મહત્વ જણાવે છે

सेयवरो य आस-वरो य बुद्धो य अहव अन्नो वा ।
समभावभाविअप्पा, लहेइ मुक्ख न संदेहो ॥२॥

અર્થઃ—હોય શ્વેતાંબર પક્ષનો હોય, અથવા દિગંબર હોય, બૌદ્ધ હોય અથવા અન્ય કોઈપણ પક્ષનો રાગી હોય, પરંતુ જેનો આત્મા સમભાવથી ભવિત હોય, રાગદ્વેષથી મુક્ત હોય, તે મોક્ષ પામે જ, એ નિઃસંદેહ છે (૨)

દેવ ધર્મ અને ગુરુનું સ્વરૂપ

अट्ठदसदोसरहिओ, देवो धम्मोवि निउणदय-
सहिओ ।
सुगुरूवि बंभयारी, आरंभपरिग्गहा विरओ ॥३॥

અર્થ —અઢાર દૂષણે રહિત હોય તે દેવ સમજવા, શુદ્ધ દયાથી યુક્ત હોય તે ધર્મ સમજવો, તેમજ બ્રહ્મચારી અને આરંભ પરિગ્રહથી મુક્ત હોય તેને સુગુરુ જાણવા (૩)

હવે દેવમાં કયા અઢાર દૂષણ ન હોય તે બતાવે છે

अन्नाणकोहमयमाणलोहमाया रई य अरई य ।
निद्दासोअअलियवयणचोरिआमच्छरभया य ॥४॥
पाणिवहपेमकीला, पसंगहासा य जस्स ए दोसा ।
अट्ठारसवि पणट्ठा, नमामि देवाहिदेवं तं ॥५॥

અર્થ —અજ્ઞાન, ક્રોધ, મદ, માન, લોભ, માયા, રતિ-અરતિ, નિદ્રા, શોક, અસત્ય વચન, ચોરી, મત્સર અને ભય, તથા પ્રાણીવધ(જીવહિંસા),પ્રેમ, ક્રીડા, સ્ત્રીનો પ્રસંગ અને હાસ્ય, એ અઢારેય દૂષણો જે આત્મામાંથી નાશ પામ્યા છે, તે દેવાધિદેવને હું નમસ્કાર કરૂં છું (૪-૫)

હવે સાચા ધર્મનું સ્વરૂપ કહે છે

सव्वाओवि नईओ, कमेण जह सायरंमि निवडंति ।
तह भगवईअहिंसा, सव्वे धम्मा समिल्लं(मुल्लि)ति ॥

અર્થ —જેમ સર્વ નદીઓ અનુક્રમે સમુદ્રમા આવીને મળે છે, તેમ મહા ભગવતી એવી અહિંસા(દયા)મા સર્વ ધર્મોનો સમાવેશ થાય છે (૬)

હવે શુદ્ધ ગુરુનુ સ્વરૂપ જણાવે છે

सरीरे वि निरीहा, बज्झब्भितरपरिग्गहविमुक्का ।
धम्मोवगरणमित्त, धरंति चारित्तरक्खट्ठा ॥ ७ ॥
पचिंदियदमणपरा, जिणुत्तसिद्धतगहियपरमत्था ।
पचसमिया तिगुत्ता, सरण मह एरिसा गुरुणो ॥८॥

અર્થ – પોતાના શરીરને વિષે પણ મમતા વિનાના, ધન ધાન્યાદિ બાહ્ય અને રાગ-દ્વેષાદિ અભ્યતર પરિગ્રહથી મુક્ત થએલા, માત્ર વસ્ત્રાદિ ધર્મસાધનોનો પણ ચારિત્રની રક્ષા માટે જ ઉપયોગ કરનારા, તથા પાચેય ઇન્દ્રિયોને દમન કરવામા મહા તત્પર, જિનેશ્વરદેવે કહેલા સિદ્ધાતથી જેઓએ પરમાર્થ(રૂપ આત્માને) જાણ્યો છે, વળી પાચ સમિતિએ કરી યુક્ત અને ત્રણ ગુપ્તિએ કરી ગુપ્ત, એવા સદ્ગુરુનું મને શરણુ થાઓ (૭–૮)

હવે કુગુરુઓ કેવા હોય તે કહે છે

पासत्थो ओसन्नो, होइ कुसीलो तहेव ससत्तो ।
अहछदो वि य एए, अवदणिज्जा जिणमयम्मि ॥९॥

અર્થ —૧ પાસત્થો, ૨ ઓસન્નો, ૩ કુશીલિયો તેમજ ૪ સસક્ત અને ૫ યથાછદ, એ જિનમતને વિષે અવદનિક છે (૯)

કુગુરુને વદન કરવાનુ ફળ કહે છે

पासत्थाई वंदमाणस्स नेव किती न निज्जरा होई ।
जायइ कायकिलेसो, वधो कम्मस्स आणाई ॥१०॥

અર્થ—ઉપર જેમના નામ કહ્યા તે પાસત્થાદિકને વદન કરનારની યશ કીર્તિ થતી નથી, નિર્જરા (કર્મક્ષય) પણ થતી નથી, ઊલટો કાયાને ક્લેશ થાય છે, અને આઠ પ્રકારના કર્મોનો બધ થાય છે વિશેષમા જિનાજ્ઞાનો ભગ થાય, ખોટા માર્ગની પર પગ ચાલે, મિથ્યાત્વ કર્મનો બધ થાય અને સયમની (શાસ્ત્રની) વિરાધના થાય છે (૧૦)

હવે પાસત્થાદિ નમસ્કાર કરાવનારને શુ ગેરલાભ થાય તે કહે છે

जे वभचेरभट्टा, पाए पाडति वभयारीणं ।
ते हुति टुटमुटा, वोही वि सुदुल्लहा तेसिं ॥११॥

અર્થ—જે બ્રહ્મચર્યભ્રષ્ટપુરુષો, બ્રહ્મચારી પુરુષોને પોતાને પગે પાડે છે, વદન કરાવે છે, તેઓ આવતા ભવમા લૂલા-પાગળા થાય છે અને સમ્યકત્વની પ્રાપ્તિ પણ તેઓને અત્યત દુર્લભ થઈ પડે છે (૧૧)

સમ્યક્ત્વથી ભ્રષ્ટ થવાથી શુ નુકશાન થાય ? તે કહે છે

दंसणभट्टो भट्टो, दसणभट्टस्स नत्थि निव्वाणं ।
सिज्झति चरणरहिआ, दसणरहिआ न सिज्झंति

અર્થ—દર્શન એટલે સમ્યકત્વ, તેનાથી ભ્રષ્ટ થયેલો સર્વથા ભ્રષ્ટ કહેવાય છે, કારણ કે દર્શનભ્રષ્ટને નિર્વાણની પ્રાપ્તિ

હવે એવાતે સ્થિર કરવાને ચારિત્રધર્મનું સર્વોત્કૃષ્ટપણું બનાવે છે

को चक्कवट्टिरिद्धिं, चइउ दासत्तण समभिलसई।
को व रयणाइ मुत्तु, परिगिन्हइ उवलखडाइ ॥१८॥

અર્થઃ—ચક્રવર્તીપણાની ઋદ્ધિને ત્યજી દઈ ને દાસપણાની અભિલાષા કોણ કરે ? અથવા રત્નોને મૂકીને પથ્થરના કકરા કોણ ગ્રહણ કરે ? (જે મૂર્ખ હોય અને લાભાલાભના વિચારથી શૂન્ય હોય તે તેમ કરે, એના જેવું ચારિત્ર છોડીને ગૃહસ્થ બનવાથી થાય છે) (૧૮)

હવે ચારિત્રનું કષ્ટ શાશ્વતુ નથી, એમ દૃષ્ટાંતવડે સિદ્ધ કરે છે

नेरइयाणवि दुक्ख, जिज्झइ कालेण किं पुण नराणं।
ता न चिर तुह होई, दुक्खमिण मा समुच्चियसु ॥

અર્થ —(હે સાધુ ?) નારકીના દુઃખો પણ કાળે કરીને નાશ પામે છે, તો મનુષ્યપણાના દુઃખો માટે શું કહેવું ? તે માટે તને આ દુઃખ ઘણા કાળ સુધી નહિ રહે, એમ સમજી તું ખેદ (ત્યાગ) ન કર ! (સાત્વિક બન !) (૧૯)

ચારિત્ર છોડી દેવું, તે બહુ જ અનિષ્ટ છે એમ સમજાવે છે

वरमग्गिंमि पवेसो, वर विसुद्धेणकम्म(म्मु)णा मरण ।
मा गहियव्वयभगो, मा जीअ खलिअसीलस्स ॥

અર્થ —અગ્નિમા પ્રવેશ કરવો તે શ્રેષ્ઠ છે, વિશુદ્ધકર્મ (અણસણ) કરીને મરણ પામવું તે પણ શ્રેષ્ઠ છે, પરંતુ ગ્રહણ

કરેલા વ્રતનો ભંગ કરવો તે શ્રેષ્ઠ નથી, તેમજ શીલથી ભ્રષ્ટ થઈને જીવવું પણ શ્રેષ્ઠ નથી (૨૦)

હવે શ્રદ્ધા દૃઢ કેળવવા માટે ત્રણ ગાથાથી સમકિતનું સ્વરૂપ, તેની દુર્લભતા અને તેનું ફળ કહે છે

अरिह देवो गुरुणो, सुसाहुणो जिणमय मह पमाण ।
इच्चाइ सुहो भावो, सम्मत्त विंति जगगुरुणो ॥२१॥

અર્થ —અરિહંત તે દેવ, સુસાધુઓ તે ગુરુઓ અને જૈન (જિનોક્ત) તત્ત્વો (ધર્મ) તે મારે પ્રમાણ છે–ઈત્યાદિ આત્માનો શુભ ભાવ, તેને જગદ્ગુરુ શ્રી તીર્થંકર દેવો સમ્યક્ત્વ કહે છે (૨૧)

लब्भइ सुरसामित्त, लब्भइ पहुअत्तण न सदेहो ।
एग नवरि न लब्भइ, दुल्लहरयण व सम्मत्त ॥२२॥

અર્થ —દેવોનું સ્વામીપણું (ઇન્દ્રપણું), અને પ્રભુતા (ઐશ્વર્ય–ઠકુરાઈ) પણ મળી શકે છે, પણ જીવને સંસારમાં (ચિંતામણી રત્નથી પણ અધિક એક આત્માના) અમૂલ્ય રત્ન સરખું સમકિત રત્ન મળવું દુર્લભ છે, તે નિઃસંદેહ છે (૨૨)

सम्मत्तमि उ लद्धे, विमाणवज्ज न बधए आउ ।
जइवि न सम्मत्तजढो, अहव न बद्धाउओ पुव्वि ॥

અર્થ —સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યા પછી જો તેણે પાછું તે વમી નાખ્યું ન હોય તો, અથવા સમ્યક્ત્વ પ્રાપ્તિની પૂર્વે કોઈ અન્ય ગતિનું નિકાચિત આયુષ્ય ન બાંધ્યું હોય તો મનુષ્ય

સંસાર, ૪ એકત્વ, ૫ અન્યત્વ, ૬ અશૌચના, ૭ આશ્રવ, ૮ સંવર, ૯ કર્મનિર્જરા, ૧૦ ધર્મની સુદગ્તા, ૧૧ લોક-સ્વરૂપ, અને ૧૨ બોધિની (સમ્યક્ત્વની) દુર્લભતા, એ બાર ભાવનાઓથી ભાવિતાત્મા, એમ આચાર્યના છત્રીસ ગુણો જાણવા (શાસ્ત્રમાં છત્રીસ પ્રકારે છત્રીસ ગુણોનું વર્ણન છે) (૨૭)

હવે સાધુના સત્તાવીસ ગુણો કહે છે

छव्वयछक्कायरक्खा, पंचिंदियलोहनिग्गहो खंती ।
भावविसोहि पडिलेहणाइकरणे विसुद्धी य ।।२८।।
संजमजोए जुत्तो, अकुसलमणवयणकायसंरोहो ।
सीयाइपीडसहणं, मरणंतउवसग्गसहणं च ।।२९।।

અર્થ —જીવહિંસા, અસત્ય, ચોરી, મૈથુન, પરિગ્રહ (મૂર્છા) અને રાત્રિભોજન, એ છનો ત્યાગ કરવા રૂપ છ વ્રતો પાળવા, પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય અને ત્રસકાય એ છ કાય જીવોની રક્ષા કરવી, ચામડી, જીભ, નાક, નેત્રો અને કાન એ પાંચ ઇન્દ્રિયો તથા લોભ એ છને વશ કરવા, ૧૯ ક્ષમા કરવી, ૨૦ ભાવ શુદ્ધ કરવો, ૨૧ પડિલેહણ વગેરે શુદ્ધ (વિધિપૂર્વક) કરવું, ૨૨ સાધુપણાના યોગોમાં (વિનય-વૈયાવચ્ચ-જ્ઞાન-ધ્યાન વગેરે કાર્યોમાં) રક્ત રહેવું, ૨૩-૨૪-૨૫ દુષ્ટ મન-વચન તથા કાયાનો રોધ કરવો, ૨૬ ઠંડી વગેરે પરિષહોની પીડાને સહન કરવી અને ૨૭ મરણાન્ત ઉપસર્ગો સહન કરવા, એ પ્રમાણે સાધુના સત્તાવીસ ગુણો જાણવા (૨૮-૨૯)

એવા ગુણવાન સાધુની સેવા કરવાનું કહે છે

सत्तावीसगुणेहिं, एएहिं जो विभूसिओ साहू ।
तं पणमिज्जइ भत्ति-ब्भरेण हियएण रे जीव ! ॥३०॥

અર્થ —ઉપર કહ્યા તે સત્તાવીસ ગુણોથી જે સાધુ વિભૂષિત છે, તેને હે જીવ ! અતિ ભક્તિભર્યા હૃદયથી નમસ્કાર કરવો જોઈએ (૩૦)

હવે શ્રાવકના એકવીસ ગુણો જણાવે છે

धम्मरयणस्स जुग्गो, अखुद्दो रूववं पगइसोमो ।
लोगप्पिओ अक्रूरो, भीरू असढो सुदक्खिन्नो ॥३१॥
लज्जालुओ दयालू, मज्झत्थो सोमदिट्ठी गुणरागी ।
सकह सुपक्खजुत्तो, सुदीहदंसी विसेसन्नू ॥३२॥
वुड्ढाणुगो विणिओ, कयन्नुओ
परहिअ(य)त्थकारी अ ।
तह चेव लद्धलक्खो, इगवीसगुणो हवइ सड्ढो ॥

અર્થ —ધર્મરત્નને મેળવવાની યોગ્યતાવાળો શ્રાવક એકવીશ ગુણે કરીને યુક્ત હોય, તે એકવીશ ગુણો આ પ્રમાણે–અક્ષુદ્ર(ગંભીર)૧, રૂપવંત (ઇન્દ્રિયો અને અવયવોથી પરિપૂર્ણ સુંદર શરીરવાળો) ૨, પ્રકૃતિએ સૌમ્ય ૩, લોકપ્રિય ૪, અક્રૂર ૫, પાપભીરૂ ૬, અશઠ (સરળ) ૭, સુદાક્ષિણ્યવાન ૮, પ્રગલ્ભ

કામમા વજ્જાળુ ૯, દયાળુ ૧૦, મધ્યસ્થ સૌમ્યદૃષ્ટિ ( ગુણ-અવગુણમા કે શત્રુમિત્રમા મધ્યસ્થ એવી સૌમ્ય દૃષ્ટિવાળો ) ૧૧, ગુણરાગી ૧૨, સત્કથક ( ધર્મકથા વગેરે સારી વાર્તાઓ કરવાના સ્વભાવવાળો ) ૧૩, સુપક્ષયુક્ત ( કુટુબ-પરિજન વગેરે પક્ષ ધમી હોય તેવો ) ૧૪, સુદીર્ઘદર્શી ( પર્યાલોચનકા ? ) ૧૫, વિશેષજ્ઞ ( વસ્તુના ગુણદોષને-ભેદને સમજનારો ) ૧૬, વૃદ્ધાનુગ ( જ્ઞાનવૃદ્ધ અને સદાચારી પુરુષોને અનુસરનારો ) ૧૭, વિનીત ૧૮, કૃતજ્ઞ ( બીજાએ કરેલા ઉપકારને નહિ ભૂલનારો ) ૧૯, પરહિતાર્થકારી ૨૦, તેમજ લબ્ધલક્ષ ( અન્યના ચિત્તને ઓળખ નારો અથવા સાધ્ય નિશ્ચિત કર્યું હોય તેવો ) ૨૧, એ એકવીસ ગુણવાળો જીવ ધર્મને માટે યોગ્ય જાણવો (૩૧-૩૨-૩૩)

હવે જિનાગમની અતિ આવશ્યકતા જણાવે છે

**कत्थ अम्हारिसा पाणी, दूस्समादोसदूसिआ ।**
**हा अणाहा कह हुता, न हुतो जइ जिणागमो ॥३४॥**

અર્થ —દૂષમ કાલના દોષે કરીને દૂષિત ( વક્ર અને જડ ) અમારા જેવા અનાથ નિરાધાર પ્રાણીઓ જો જિનાગમ ન હોત તો કયા જવા કેવા દુ ખો પામત ? અર્થાત્ વિશિષ્ટ જ્ઞાનીઓના વિરહમા જીવને એક જૈન આગમનો જ જીવનમા આધાર છે (૩૪)

આગમનું બહુમાન કરવાથી થતા લાભો કહે છે

**आगम आयरतेण, अत्तणो हियकखिणो ।**
**तित्थनाहो गुरू धम्मो, सव्वे ते बहुमन्निया ॥३५॥**

અર્થ—આત્માનું હિત ઇચ્છનારે આગમને અર્થાત્ આગમોક્ત રહસ્યને આચરવાથી (તત્ત્વરૂપે સ્વીકારવાથી વસ્તુત આગમને જ નહિ, પણ આગમ) શ્રી તીર્થંકરદેવ, ગુરુ અને ધર્મ, એ સર્વનું બહુમાન કર્યું ગણાય છે (૩૫)

હવે કેવા સંઘ શ્રીસંઘ ન મનાય? તે કહે છે

सुहसीलाओ सच्छंद चारिणो वेरिणो सिवपहस्स।
आणाभट्ठाओ बहुजणाओ मा भणह संघु त्ति॥३६॥

અર્થ—ગૌતમસ્વામી પ્રત્યે શ્રી વીર ભગવંત કહે છે કે હે ગૌતમ! સુખશીલિયા અર્થાત્ પૌદ્ગલિક સુખના અર્થી, સ્વેચ્છા મુજબ વર્ત્તવાવાળા (સદાચાર વિમુખ), મોક્ષમાર્ગના વૈરી (ધર્મદ્રોહી) અને તેથી જિનાજ્ઞાભ્રષ્ટ (જિન વચનના લોપક), એવા ઘણા લોકોનો સમુહ હોય તો પણ તેને 'શ્રીસંઘ' ન કહેવો (૩૬)

પૂજ્ય 'શ્રીસંઘ' કોને કહેવાય? તે બે ગાથાથી કહે છે

एगो साहू एगा य, साहुणी सावओ वि सड्ढी वा।
आणाजुत्तो संघो, सेसो पुण अट्ठिसंघाओ॥३७॥
निम्मलनाणपहाणो, दंसणजुत्तो चरित्तगुणवंतो।
तित्थयराण य पुज्जो, वुच्चइ एयारिसो संघो॥३८॥

અર્થ—જે જિનાજ્ઞાએ કરીને યુક્ત હોય, તેવા એક સાધુ, એક સાધ્વી, એક શ્રાવક અને એક જ શ્રાવિકા હોય તો પણ તેને સંઘ કહેવાય બાકી (ઉપર કહ્યા તેવા સુખશીલિયા વગેરેનો) સમુહ ઘણો હોય તો પણ તે હાડકાનો

સમુહ જાણવો (કારણ કે ધર્મ રૂપ પ્રાણ વિનાના તે હાડકા જ ગણાય) (૩૭)

તથા નિર્મળ એટલે સમ્યગ્ જ્ઞાનની જ્યા (જેના જીવનમા) પ્રધાનતા છે, જે સમ્યગ દર્શનથી યુક્ત છે અને જે સમ્યગ્ ચારિત્ર ગુણવાળો છે (એમ જે સમ્યગ્ જ્ઞાન-દર્શન અને ચારિત્રરૂપ મોક્ષમાર્ગનો આરાધક છે, આધાર છે) એવો 'શ્રીસઘ' તે શ્રી તીર્થ કરોને પણ પૂજ્ય કહેવાય છે (૩૮)

હવે ક્રિયામાં જિનાજ્ઞાની મહત્તા જણાવે છે

जह तुसखडण मयम-डणाइ रुण्णाइं सुन्नरन्नंमि ।
विहलाईं तह जाणसु, आणारहिय अणुट्ठाण ॥३९॥
आणाइ तवो आणाइ, सजमो तह य दाणमाणाए ।
आणारहिओ धम्मो, पलालपुल्लू व पडिहाई ॥४०॥

અર્થ —જેમ ફોતરાને ખાડવા, મુડદાને શણગારવુ વગેરે અને શૂન્ય અરણ્યમા એકલા રડવુ વગેરે નિષ્ફળ છે, તેમ જિન-આજ્ઞા રહિત અનુષ્ઠાન (કષ્ટભરી ધર્મક્રિયા) પણ નિષ્ફળ છે (૩૯)

કારણકે—શ્રી તીર્થ કરના કહ્યા પ્રમાણે કરેલા તપ, સયમ અને દાન (વગેરે) સાચા કહેવાય છે, અર્થાત્ તે જ સાચુ તપ-સયમ અને દાન છે કે શ્રી જિનાજ્ઞાનું પાલન કરવુ તેમા જ તપ, સયમ અને દાન આવી જાય છે જે ધર્મ જિનાજ્ઞાથી રહિત (વિરૂદ્ધ) કરવામા આવે, તે પનાળના પૂળાની (તૃણ સમુહની) જેમ શોભતો નથી અર્થાત્ તેની કિમત તૃણ સમાન છે (૪૦)

એજ વાતને સિદ્ધ કરે છે

आणाखडणकारी, जइवि तिकाल महाविभूईए ।
पूएइ वीयराय, सव्वपि निरत्थय तस्स ॥४१॥

અર્થ—શ્રી વીતરાગની આજ્ઞાનું ખંડન કરવાવાળો જીવ ઘણી શોભાપૂર્વક ઘણા ધનથી ત્રણેય કાળ શ્રી વીતરાગ દેવની પૂજા કરે, તોપણ તે સર્વ ક્રિયા (જેની પોતે પૂજા કરે છે, તે વીતરાગની આજ્ઞાથી બહાર હોવાથી) નિરર્થક છે (૪૧)

આજ્ઞાવિરુદ્ધ કરેલો ધર્મ ભીનરો દુખ ાથી બને છે, તે દૃષ્ટાન્તથી સમજાવે છે

रन्नो आणाभगे, इक्कु चिय होइ निग्गहो लोए।
सव्वन्नुआणभगे, अणतसो निग्गहो होई ॥४२॥

અર્થ—આ લોકને વિષે રાજાની આજ્ઞાનો ભંગ કરવાથી એક જ વાર નિગ્રહ-શિક્ષા થાય છે, પરંતુ સર્વજ્ઞની આજ્ઞાનો ભંગ કરવાથી (બંધાતા દુષ્ટ કર્મના યોગે) અનંતી વાર નિગ્રહ-બહુ જન્મોને વિષે છેદન, ભેદન, જન્મ, જરા, મરણ, શોક અને રોગાદિ રૂપ દંડ ભોગવવો પડે છે (૪૨)

અવિધિથી અને વિધિથી કરેલા ધર્મનું ફળ દૃષ્ટાન્તથી કહે છે

जह भोयणमविहिकय, विणासए विहिकय
जियावेई ।
तह अविहिकओ धम्मो, देइ भव विहिकओ मुक्ख ॥

અર્થ—જેમ અવિધિથી કરેલું ભોજન શરીરનો વિનાશ કરે છે અને વિધિથી કરેલું ભોજન પુષ્ટિ કરે છે, તેમ

અવિધિથી કરેલો ધર્મ સંસારમાં રખડાવે છે અને વિધિથી કરેલો ધર્મ મોક્ષને આપે છે (૪૩)

દ્રવ્યક્રિયા અને ભાવક્રિયાનું અંતર દૃષ્ટાન્તથી કહે છે

मेरुस्स सरिसवस्स य, जत्तियमित्तं तु अंतरं होई।
दव्वत्थयभावत्थय-अंतरमिह तत्तियं नेयं ॥४४॥

અર્થ —મેરૂપર્વત અને સરસવમાં જેટલું અંતર છે, તેટલું અંતર દ્રવ્યધર્મ અને ભાવધર્મમાં જાણવું (૪૪)

દ્રવ્યધર્મ અને ભાવધર્મનું ઉત્કૃષ્ટ ફળ કહે છે

उक्कोसं दव्वत्थय-आराहओ जाव अच्चुअं जाई।
भावत्थएण पावइ, अंतोमुहुत्तेण निव्वाणं ॥४५॥

અર્થ —દ્રવ્યસ્તવનો આરાધક વધારેમાં વધારે અચ્યુત નામે બારમા દેવલોક સુધી જાય છે અને ભાવસ્તવનો આરાધક અંતર્મુહૂર્તમાં નિર્વાણને પામે છે (૪૫)

અહીં દ્રવ્યસ્તવ એટલે દેવપૂજા, દાન વગેરે શ્રાવક ધર્મ અને ભાવસ્તવ એટલે સાધુધર્મ સમજવો. નહિ તો મિથ્યાત્વી જીવ દ્રવ્ય સાધુ ક્રિયાથી નવમા ગ્રૈવેયક સુધી જાય એમ કહેલું છે તે અસંગત થાય

હવે કેવો ગચ્છ ત્યાગ કરવા યોગ્ય છે ? તે કહે છે

जत्थ य मुणिणो कयविक्कयाइ कुव्वंति निच्चपब्भट्ठा।
तं गच्छं गुणसायर !, विसव दूरं परिहरिज्जा ॥४६॥

जत्थ य अज्जालद्ध, पडिग्गहमाई य विविहमुवगरणं।
पडिभुंजइ साहूहिं, त गोयम! केरिस गच्छ ॥४७॥
जहिं नत्थि सारणा वारणा य पडिचोयणा य गच्छमि।
सो य अगच्छो गच्छो, सजमकामीहिं मुत्तव्वो ॥४८॥

અર્થ —જે ગચ્છમા નિત્ય આચારથી ભ્રષ્ટ એવા મુનિઓ ક્રયવિક્રયાદિ કરે છે, તે ગચ્છને હે ગુણસાગર! (ગુણનાઅર્થી હે જીવ!) વિષની પેઠે તારે દૂર ત્યજી દેવો જોઈએ (૪૬)

વળી જે ગચ્છમા સાધુઓ સાધ્વીએ લાવેલા (વહોરેલા) વસ્ત્ર, પાત્રાદિ ઉપકરણો વાપરે છે, હે ગૌતમ! તે ગચ્છ કેવો? અર્થાત તેને ગચ્છ કહેવાય જ નહિ (૪૭)

તથા જે ગચ્છમા ગચ્છાધિપતિ તરફથી, કરણીય કરવાનું ભૂલી જનારને સ્મૃતિ (યાદ) આપવા રૂપ સારણા, અકરણીય કરતો હોય તેને નિષેધ કરવા રૂપ વારણા, કરવા યોગ્ય સયમના યોગોમા પ્રેરણા આપવા રૂપ ચોયણા, અને વારવાર પ્રેરણા કરવા રૂપ પડિચોયણા કરવામા આવતી નથી તે ગચ્છને (ગચ્છનુ કાર્ય કરતો નહિ હોવાથી) અગચ્છ સમજી સયમના અર્થી સાધુએ છોડી દેવો જોઈએ અન્ય સારા ગચ્છનો આશ્રય લેવો જોઈએ (૪૮)

ગચ્છવાસની ઉપેક્ષા કરવાનુ અને પાળવાનુ ફળ કહે છે

गच्छ तु उवेहतो, कुव्वइ दीह भवे विहीए उ।
पालंतो पुण सिज्झइ, तइअभवे भगवईसिद्ध ॥४९॥

અર્થ —ગચ્છવાસની ઉપેક્ષા કરનારો (એકલ વિહારી), સંસારને વધારે છે, અને શાસ્ત્રમા જણાવેલા વિધિ પ્રમાણે (જે અન્ય ગચ્છને સ્વીકારીને પણ ગચ્છવાસનું ) પાલન કરે તે ત્રીજે ભવે સિદ્ધિને પામે છે, એમ શ્રી ભગવતીસૂત્રમા સિદ્ધ કર્યું છે (૪૯)

હવે ગચ્છ કોને કહેવાય ? તે કહે છે

तत्थ हिरन्नसुवन्न, हत्थेण पराणगं पि नो छिप्पे।
कारणसमप्पि(ल्लि)यपि हु, गोयम! गच्छ तयं
भणिमो ॥५०॥
पुढविदगअगणिमारुअ–वणप्फइ तह तसाण
विविहाण।
मरणते वि न पीडा, कीरइ मणसा तय गच्छ ॥५१॥
मूलगुणेहि विमुक्क, वहुगुणकलियपि लद्धिसपन्न।
उत्तमकुले वि जाय, निद्धाडिज्जइ तय गच्छ ॥५२॥
जत्थ य उसहादीण, तित्थयराण सुरिंदमहियाण।
कम्मट्ठविमुक्काण, आण न खलिज्जइ स गच्छो॥
जत्थ य अज्जाहि सम, थेरावि न उल्लवति गयदसणा।
न य झायति त्थीण, अगोवगाइ त गच्छ ॥५४॥

અર્થ —જે ગચ્છમા મુનિઓ પારકાના પણ સોનાને કે ઘરેણાને (ધન–રોકડને) તેઓ કોઈ કારણે સમર્પણ કરે કે ભેટ

કરે, તો પણ (તેને લેવુ તો દૂર રહ્યુ) હાથથી સ્પર્શ માત્ર પણ કરતાં નથી, હે ગૌતમ! તેવા ગચ્છને સુગચ્છ કહ્યો છે (૫૦)

જે ગચ્છના મુનિઓ પૃથ્વીકાય, અપ્કાય, અગ્નિકાય, વાયુકાય, વનસ્પતિકાય, અને વિવિધ પકારના ત્રસકાય જીવોને મરણાતે પણ મનથીય પીડા કરવાનો વિચાર સરખો પણ કરતા નથી, એવા ગચ્છને ગચ્છ કહેવો (૫૧)

જે ગચ્છમા કોઈ સાધુ બીજા ઘણા ગુણોથી યુક્ત હોય, અનેક પ્રકારની લબ્ધિઓવાળો હોય, અને ઉત્તમ કુળમા જન્મેલો હોય, તથાપિ (ચરણ સિત્તરી રૂપ) મૂળ ગુણોથી તે ભ્રષ્ટ હોય,તો તેવાને પણ જે ગચ્છબહાર કરે,કાઢી મૂકે,તે ગચ્છને ગચ્છ જાણવો (૫૨)

જે ગચ્છમા આઠ કર્મોથી મુક્ત અને ઈન્દ્રોથી પૂજા એવા એવા શ્રી ઋષભાદિક તીર્થ કરોની આજ્ઞા અખડ પળાય છે, ખડના પામતી નથી, તે ગચ્છને ગચ્છ જાણવો (૫૩)

જે ગચ્છમા જેના દાત પણ પડી ગયા હોય તેવા સ્થવિર ઘરડા સાધુ પણ, સાધ્વીની સાથે વાત કરતા નથી અને ગૃહસ્થની સ્ત્રીઓ સાથે આહાર વહોરવા વગેરે કારણે બોલવાના પ્રસગે તેના અગોપાગ વગેરે અવયવોને જોતા નથી, નીચી દૃષ્ટિ રાખે છે, તેને ગચ્છ કહીએ (૫૪)

એ પ્રમાણે ગચ્છનુ વર્ણન કરીને હવે સાધુને સાધ્વીનો પરિચય તજવા ઉપદેશ આપે છે

वज्जेइ अप्पमत्तो, अज्जाससग्गि अग्गिविससरिसी।
अज्जाणुचरो साहू,लहइ अकित्ती खु अचिरेण॥५५॥

અર્થ—ઉત્તમ સાધુએ અગ્નિ અને ઝેરના સસર્ગ જેવો સાધ્વીનો સસર્ગ (પરિચય) અપ્રમત્ત થઈને તજવો જોઈએ, ભૂલથી પણ ન કરવો જોઈએ (કારણકે) સાધ્વીનો પરિચય કરનાર સાધુ (વ્રતથી ભ્રષ્ટ ન થાય તો) અલ્પકાળમા જ અપયશને (તો) પામે જ છે (૫૫)

હવે બ્રહ્મચર્યનો મહિમા વર્ણવે છે

जो देइ कणयकोडिं, अहवा कारेइ कणयजिण-
भवणं ।
तस्स न तत्तिय पुन्नं, जत्तिय बभव्वए धरिए ॥

અર્થ—જે કોઈ મનુષ્ય સુવર્ણની કોટિ, અર્થાત્ ક્રોડો રૂપિયાની કિમતનુ સુવર્ણ યાચકોને દાનમા આપે, અથવા સોનાનુ જિનમદિર કરાવે, તેને તેટલુ પુણ્ય ન થાય કે, જેટલુ બ્રહ્મચર્યવ્રત ધારણ કરવાથી થાય છે (૫૬)

सील कुलआहरण, सील रूव च उत्तम होइ ।
सील चिय पडित्त, सील चिय निरुवम धम्म ॥५७॥

અર્થ—શીયળ (બ્રહ્મચર્ય) એ કુળવાનનું (કુળનું) આભરણ છે, શીયળ જ ઉત્તમ રૂપ છે, શીયળ જ સાચુ પાડિત્ય છે અને શીયળ જ નિરૂપમ ધર્મ છે (૫૭)

હવે કુમિત્રનો સગ વર્જવાનો ઉપદેશ કરે છે

वर वाही वर मच्चू, वर दारिद्दसगमो ।
वर अरण्णवासो अ, मा कुमित्ताण सगमो ॥५८॥

अगीयत्थकुसीलेहिं, संग तिविहेण वोसिरे ।
मुक्खमग्गस्सिमे विग्धं, पहमी तेणगे जहा ॥५९॥

અર્થ:—વ્યાધિ, મૃત્યુ અને દરિદ્રતાનો સગમ થવો તેમજ (ગુમા કે) જગલમા વાસ કરવો એ શ્રેઠ છે, પરતુ કુમિત્રની સગતિ કરવી તે સારી નથી, અર્થાત્ કુમિત્રની સગતિનો પ્રસગ આવે તો જગલમા ચા યા જવુ વગેરે પણ સારુ છે; (તે ન્યાયે—) (૫૮)

અગીતાર્થ અને કુશીલિયા સાધુનો સગ ત્રિવિધે કરીને તજી દેવો, કેમકે જેમ રસ્તામા ચોર વિઘ્ન કરે, ધન લૂટી લે તેમ તેઓ મોક્ષ માર્ગમા વિઘ્ન કરનારા છે (૫૯)

અગીતાર્થ અને કુશીલિયાનુ મુખ પણ ન જોવુ તે કહે છે

उम्मग्गदेसणाए, चरण नासंति जिणवरिंदाण ।
वावन्नदसणा खलु, न हु लब्भा तारिसा दट्ठु ॥६०॥

અર્થ —ઉન્માર્ગની દેશના દેવાથી નિશ્ચે નાશ પામ્યુ છે સમકિત જેઓનુ એવા (તે અજ્ઞાની અને અસદાચારી) સાધુઓ શ્રી જિનેશ્વર ભગવતે કહેલા ચારિત્રનો નાશ કરે છે, માટે તેવાઓનુ દર્શન પણ કરવુ યોગ્ય નથી (૬૦)

તેવાઓને બોધિ દુર્લભ હોય છે તે કહે છે

परिवारपूअहेऊ, ओसन्नाण च आणुवित्तीए ।
चरणकरणं निगूहई, त दुल्लहबोहिअ जाण ॥६१॥

અર્થ —શિષ્ય પરિવારના લોભથી, માન-પૂજા મેળવવા

માટે, અને અવસન્ન (ચારિત્રમા શિથિલ) સાધુને અનુસરવા માટે જે પોતાના મૂળ ગુણ, ઉત્તર ગુણ રૂપ ચારિત્રને છુપાવે છે (દૂષિત કરે છે), તે સાધુને દુર્લભબોધિ સમજવો અર્થાત્ તેને સમકિત પણ દુર્લભ થાય છે (૬૧)

ઓમતાની નિશ્રાએ ચાલનાથી સારા મુનિમાં પણ દોષો આવે છે તે દૃષ્ટાંતથી કહે છે

अवस्स य निवस्स य, दुण्हपि समागयाइ मूलाइं ।
ससग्गेण विणट्ठो, अवो निबत्तण पत्तो ॥ ६२ ॥

અર્થ—આબાના અને લીમડાના, બન્નેના મૂળ જમીનમા એકઠા થયા, તેમા લીમડાના સંસર્ગથી વિનષ્ટ થયેલો આબો લીમડાપણાને પામ્યો અર્થાત્ દુર્જનની સોબતથી પ્રાય સજ્જન દુર્જન થઈ જાય છે (૬૨)

બીજા દૃષ્ટાન્તથી એ વાત સમજાવે છે

पक्कणकुले वसतो, सउणीपारोवि गरहिओ होई ।
इय दसणा सुविहिआ, मज्झि वसता कुसीलाण ॥

અર્થ—ચડાળના કુળને વિષે વસનારો શકુનીપારક (સ્નાન, સધ્યા, પૂજા, હોમ, જાપ અને તર્પણ એ ષટ્કર્મનો જાણકાર બ્રાહ્મણ) પણ નિંદાનુ પાત્ર થાય છે એ દૃષ્ટાન્તથી સુવિહિત સદાચારી મુનિ પણ કુશીલિયાની ભેગા રહેવાથી નિંદા પામે છે (૬૩)

હવે ઉત્તમની સગતિથી થતો લાભ દૃષ્ટાન્તથી કહે છે

उत्तमजणससग्गी, सीलदरिद्दपि कुणई सीलड्ढं ।
जह मेरुगिरिविलग्ग, तणंपि कणगत्तणमुवेई ॥६४॥

અર્થ —જેમ મેરૂપર્વત ઉપર ઊગેલું તૃણ પણ સુવર્ણ-પણાને પામે છે, તેમ ઉત્તમ જનની સંગતિ સદાચાર રહિત પુરુષને પણ સદાચારી બનાવે છે (૬૪)

એ રીતે કુસંસર્ગથી મિથ્યાત્વી બનવાનો સંભવ જણાવીને મિથ્યાત્વ કેવું દુષ્ટ છે તે કહે છે

नवि त करेइ अग्गी, नेव विस नेव किण्हसप्पो अ ।
ज कुणइ महादोस, तिव्व जीवस्स मिच्छत्त ॥६५॥

અર્થ —તીવ્ર મિથ્યાત્વ, જીવને જેટલો મહાન્ દોષ (દુઃખ) કરે છે, તેવો દોષ (દુઃખ) અગ્નિ, વિષ અને કાળો સર્પ પણ કરતા નથી (૬૫)

એમ મિથ્યાત્વ છતે બીજુ સર્વ નિરર્થક છે તે કહે છે

कट्ठ करेसि अप्प, दमेसि अत्थ चएसि धम्मत्थ ।
इक्क न चएसि मिच्छत्त विसलव जेण बुड्डिहिसि ॥

અર્થ —હે જીવ તુ કાયાથી કષ્ટ કરે છે, આત્માને (મનને) દમે છે અને ધર્મને અર્થે દ્રવ્યને પણ ખર્ચે છે, છતા ઝેરના બિંદુ જેવા એક મિથ્યાત્વને તજતો નથી તેથી સંસાર સમુદ્રમા બૂડીશ (૬૬)

હવે યતનાની પ્રાધાન્યતા વર્ણવે છે

जयणा य धम्मजणणी, जयणा धम्मस्स पालणी चेव ।
तवबुड्ढिकरी जयणा, एगतसुहावहा जयणा ॥६७॥

અર્થ—જયણાથી ધર્મ પ્રગટે છે માટે તે ધર્મની માતા છે, જયણાથી ધર્મની રક્ષા થાય છે માટે તે ધર્મનુ પાલન કરનારી છે જયણાથી ધર્મ વધે છે માટે તે તપની વૃદ્ધિ કરનારી છે અને એકાત સુખને આપનારી પણ જયણા છે અર્થાત્ જયણાથી બધા સુખો પ્રગટે છે (૬૭)

હવે કષાયની દુષ્ટતા કહે છે

ज अज्जिअ चरित्त, देसूणाए वि पुव्वकोडीए ।
त पि हु कसायमित्तो, हारेइ नरो मुहुत्तेण ॥६८॥

અર્થ—દેશે ઉણા પૂર્વક્રોડ વર્ષો સુધી પણ કષ્ટે કરીને જે ચારિત્ર ગુણ ઉપાર્જન કર્યો હોય, તેને માત્ર એક મુહૂર્તમા કષાયને વશ થયેલો મનુષ્ય એક સાથે હારી જાય છે (૬૮)

હવે ચારે કષાયની દુષ્ટતાનુ વર્ણન કરે છે

कोहो पीइ पणासेई, माणो विणयनासणो ।
माया मित्ताणि नासेइ, लोहो सव्वविणासणो ॥६९॥

અર્થ—ક્રોધ પ્રીતિનો (સપનો) નાશ કરે છે, માન વિનયનો નાશ કરે છે, માયા મિત્રોનો નાશ કરે છે, અને લોભ સર્વનો વિનાશ કરે છે (૬૯)

હવે ક્ષમાનુ સ્વરૂપ કહે છે

खती सुहाण मूल, मूल धम्मस्स उत्तमा खती ।
हरइ महाविज्जा इव, खती दुरियाइ सव्वाइ ॥७०॥

અર્થ—ક્ષમા સુખોનુ મૂળ છે, ધર્મનુ મૂળ પણ ઉત્તમ,

એવી ક્ષમા છે મહાવિદ્યાની પેઠે ક્ષમા સર્વ દુ ખોનુ હરણ કરે છે અર્થાત્ બધી વિદ્યાઓ સાધવા કરતા એક ક્ષમાની સાધના જ વધારે હિતકારી છે (૭૦)

હવે પાપસાધુ કોને કહેવાય ? તે કહે છે

सय गेह परिचज्ज, परगेहं च वावडे ।
निमित्तेण य ववहरई, पावसमणु त्ति वुच्चई ॥७१॥
दुद्धदहीविगईओ, आहारेई अभिक्खण ।
न करेइ तवोकम्म, पावसमणु त्ति वुच्चई ॥७२॥

અર્થ —જે પોતાના ઘરનો ત્યાગ કરીને પરઘરને જોયા કરે છે, પરના (શ્રાવકોના) ઘરોનુ મમત્વ કરે છે અને નિમિત્ત (ભૂત-ભવિષ્ય) કહીને જીવે છે, તે પાપ સાધુ કહેવાય છે (૭૧)

વળી દૂધ, દહીં અને ઘૃતાદિક વિગઈઓને જે નિષ્કારણ વારવાર વાપરે અને તપકર્મ (સાધુતાની સાધના) ન કરે, તેને પાપશ્રમણ કહેવામા આવે છે (૭૨)

પાચ પ્રમાદનાં નામો તથા તેનુ ફળ કહે છે

मज्ज विसयकसाया, निद्दा विकहा य पचमी भणिया ।
ए ए पच पमाया, जीव पाडेति ससारे ॥७३॥

અર્થ —સુરાપાન અથવા આઠ પ્રકારનો મદ, વિષયોનુ સેવન, કષાયો, નિદ્રા અને પાચમી વિકથા એ પાચ પ્રમાદો જીવને સ સારને વિષે ડુબાડે છે (૭૩)

હવે નિદ્રાથી થતી હાનિ જણાવે છે

जइ चउदसपुव्वधरो,वसई निगोएसुऽणतय कालं ।
निद्दापमायवसओ, ता होहिसि कह तुम जीव! ॥७४

અર્થ —જો એક નિદ્રારૂપ પ્રમાદના વશથી ચૌદ પૂર્વધર જેવા પણ નિગોદને વિષે અનંતો કાલ રહે છે, તો હે જીવ! તારુ શુ થશે? અર્થાત્ તું જો પ્રમાદને વશ પડયો તો સંસારથી છૂટી શકીશ નહિ (૭૪)

જ્ઞાન અને ક્રિયાની સાપેક્ષતા જણાવે છે

हय नाण कियाहीणं, हया अन्नाणओ किया ।
पासतो पगुलो दड्ढो, धावमाणो अ अधओ ॥७५॥

सजोगसिद्धिइ फल वयति, न हु एगचक्केण
रहो पयाई ।
अधो य पगू य वणे समिच्चा, ते सप(णट्ठा)उत्ता
नगरं पविट्ठा ॥७६॥

અર્થ —ક્રિયાહીન જે જ્ઞાન છે તે નિષ્ફળ છે અને અજ્ઞાનપણાથી કરેલી ક્રિયા પણ નિષ્ફળ છે અર્થાત્ જ્ઞાનવડે શુભાશુભ-કૃત્યાકૃત્ય ભાવો જાણે છે, પરંતુ જો શુભ ક્રિયા કરતો નથી, અથવા ક્રિયા કરવા છતા તેનું રહસ્ય સમજતો નથી તો તેથી કાંઈ પણ સિદ્ધિ થતી નથી અહીં દૃષ્ટાંત કહે છે કે વનમા દાવાનળ દેખવા છતા પાંગળો નહિ ચાલવાથી દાઝ્યો, અને દોડવા છતા આંધળો નહિ દેખવાથી દાઝ્યો (૭૫)

પડિત પુરુષો જ્ઞાન અને ક્રિયાના સયોગથી કાર્યની સિદ્ધિ માને છે, એટલે અહી પણ જ્ઞાનપૂર્વકની ક્રિયા વડે જ મુક્તિ રૂપ ફલની પ્રાપ્તિ થાય છે, કારણ કે રથ એક પૈડે કરીને ચાલતો નથી, પણ બે પૈડાવડે જ ચાલી શકે છે અહિ દૃષ્ટાંત કહે છે આધળો અને પાગળો વનને વિષે પરસ્પર સહાયક બનીને નાઠા, તેથી નગરમા પહોચ્યા અર્થાત્ આધળાએ પાગળાને ઉપાડયો અને પાગળાએ આધળાને રસ્તો સમજાવ્યો, એમ બન્ને દાવાનળથી બચ્યા (૭૬)

હવે ચારિત્ર વગરનુ ઘણુ પણ જ્ઞાન નકામુ છે તે જણાવે છે

**सुबहुपि सुअमहीअ, किं काही चरणविप्पहीणस्स।**
**अधस्स जह पलित्ता, दिवसयसहस्सकोडीओ ॥७७॥**

અર્થ—જેમ સળગાવેલા ક્રોડો દીવાઓ પણ અધને કાંઈ પ્રકાશ આપી શકતા નથી, તેમ ચારિત્ર રહિત આત્માને તેણે ઘણુ ઘણુ જ્ઞાન મેળવ્યું હોય, તો પણ તે કઈ પણ (લાભ) કરી શક્તુ નથી (૭૭)

સદાચારીને થોડુ પણ જ્ઞાન ઘણો ઉપકાર કરે છે તે કહે છે

**अप्पवि सुअमहीअ, पयासग होई चरणजुत्तस्स।**
**इक्कोवि जह पईवो, सचक्खुअस्सा पयासेई ॥७८॥**

અર્થ—જેમ દેખતા મનુષ્યને માત્ર એક દીપક પણ પ્રકાશ આપે છે, તેમ ચારિત્રયુક્ત પુરુષનો થોડો પણ શ્રુતાભ્યાસ આત્મામા પ્રકાશ કરે છે (૭૮)

હવે શ્રાવકની અગિયાર પડિમાઓના નામ કહે છે

दसण वय सामाइय, पोसह पडिमा अवभ सच्चित्ते ।
आरभ पेस उद्दिट्ठ–वज्जए समणभूए अ ॥७९॥

અર્થ —૧ સમકિતપ્રતિમા, ૨ વ્રતપ્રતિમા, ૩ સામાયિકપ્રતિમા, ૪ પૌષધપ્રતિમા, ૫ કાયોત્સર્ગપ્રતિમા, ૬ અબ્રહ્મવર્જનપ્રતિમા, ૭ સચિત્તવર્જનપ્રતિમા, ૮ આરંભવર્જનપ્રતિમા, ૯ પ્રેષ્યવર્જનપ્રતિમા, ૧૦ ઉદ્દિષ્ટવર્જનપ્રતિમા અને ૧૧ શ્રમણભૂત પ્રતિમા એમ ઉત્તમ શ્રાવકને એ અગિયાર પડિમાઓ ( અભિગ્રહો ) કહેવા છે (૭૯)

શ્રાવક કોણ કહેવાય ? તે કહે છે

सपत्तदसणाई, पईदियह जइजणाओ निसुणेई ।
सामायारिं परम, जो खलु तं सावग विंति ॥८०॥

અર્થ —પ્રાપ્ત કર્યું છે સમકિત વગેરે જેણે એવો, અથવા સંપૂર્ણ થઈ છે ઉપર જણાવી તે સમકિત વગેરે પ્રતિમાઓ જેને એવો, તથા પ્રતિદિવસ મુનિઓની પાસે શ્રેષ્ઠ એવું સદાચારનું સ્વરૂપ જે સાંભળતો હોય, સમજતો હોય, નિશ્ચે તે પુરુષને ભગવંત 'શ્રાવક' કહે છે (૮૦)

હવે ચારિત્ર વગરનું જ્ઞાન ભારભૂત છે, તે કહે છે

जहा खरो चदणभारवाही, भारस्सभागी न हु चदणस्स ।
एव खु नाणी ... न
... ॥८१॥

અર્થ —ચંદનના લાકડાને ઉપાડનારો ગધેડો તેની સુગંધનો સ્વાદ લઈ શકતો નથી, માત્ર ભાર ઉપાડે છે, તેમ ચારિત્ર વિનાનો પુરુષ જ્ઞાની છતાં (જ્ઞાનના ફળ રૂપ) સદ્ગતિને પામી શકતો નથી અર્થાત્ તેનું જ્ઞાન માત્ર ભારભૂત છે– નિષ્ફળ છે (૮૧)

હવે સ્ત્રીસેવનથી કેટલી હિંસાનો સંભવ છે તે કહે છે,

तहि पचिंदिआ जीवा, इत्थीजोणीनिवासिणो ।
मणुआण नवलक्खा, सव्वे पासेई केवली ॥८२॥
इत्थीण जोणीसु, हवंति वेइंदिया य जे जीवा ।
इक्को य दुन्नि तिन्निवि, लक्खपुहुत्त तु उक्कोस ॥८३॥
पुरिसेण सहगयाए, तेसिं जीवाण होइ उद्दवणं ।
वेणुअदिट्ठतेण, तत्ताइ(य)सिलागनाएण ॥८४॥

અર્થ —સ્ત્રીઓની યોનિમાં નવ લાખ પંચેન્દ્રિય (ગર્ભજ) મનુષ્ય જીવો ઉપજે છે, તેઓને કેવલજ્ઞાની જ્ઞાનથી દેખી શકે છે અર્થાત્ છદ્મસ્થ તેને જોઈ શકે નહિ તેવા હોય છે (૮૨)

વળી સ્ત્રીઓની યોનિને વિષે જે બેઇંદ્રિય જીવો ઉપજે છે, તે જઘન્યથી એક, બે, ત્રણ, અથવા ઉત્કૃષ્ટથી બે લાખથી નવ લાખ પણ હોય છે (૮૩)

જેમ (રૂથી ભરેલી) ભુંગળીમાં તપાવેલી (લોખંડની) સળી નાખતાં જ બધું રૂ બળી જાય, તેમ સ્ત્રીનો પુરુષની સાથે સંયોગ થવાથી તે (૮૨–૮૩ ગાથામાં જણાવેલા) સર્વ જીવોનો નાશ થાય છે (૮૪)

હવે સમૂર્છિમ જીવો કેટલા હોય ? તે કહે છે

इत्थीण जोणिमज्झे, गब्भगयाइ हवंति जे जीवा ।
उप्पज्जति चयंति य, समुच्छिमा असंखया भणिया ॥

અર્થ —સ્ત્રીની યોનિને વિષે ગર્ભાશયમાં જે સમૂર્છિમ જીવો હોય છે તે (અંતર્મુહૂર્તમાં) અસંખ્યાતા ઉપજે છે અને મરે છે (૮૫)

હવે આ મથુનમાં થતી જીવહિંસા જિનેશ્વર દેવોએ કહેલી છે, એમ જણાવે છે

मेहुणसन्नारूढो, नवलक्ख हणेइ सुहुमजीवाण ।
तित्थयरेण भणिय, सद्दहियव्व पयत्तेण ॥८६॥

અર્થ —મથુનસંજ્ઞાને વિષે આરૂઢ થએલો મનુષ્ય નવલાખ સૂક્ષ્મ જીવોને (મનુષ્યોને) હણે છે, એ પ્રમાણે શ્રી તીર્થંકર દેવે કહ્યુ છે તે શ્રદ્ધાથી માન્ય કરવું (૮૬)

નોટ—શાસ્ત્રમાં કહેલું છે કે-એક જ વખતના મૈથુન સેવનથી સ્ત્રીની યોનિમાં નવલાખ ગર્ભજ અને અસંખ્યાતા સમૂર્છિમ મનુષ્યો તથા લાખો બેઈન્દ્રિય જીવો ઊપજે છે, તેમાંથી એક યા બે ગર્ભજ મનુષ્યો ગર્ભરૂપે કોઈ વખત જ જીવતા રહી જન્મ લઈ શકે છે, બાકીના બધા ગર્ભજ-સમૂર્છિમ મનુષ્યો તથા બેઈન્દ્રિય જીવોનો નાશ થાય છે

એ વાત માટે શ્રી પન્નવણા સૂત્રની સાક્ષી આપે છે

असंखया थीनरमेहुणाओ, मुच्छंति पचिंदिय
माणुसाओ ।

निसेसअगाणविभत्तिचंगे, भणई जिणो
पन्नवणाउवगे ॥८७॥

અર્થ—સ્ત્રી અને પુરૂષના એક વખતના સયોગથી અસખ્યાતા સમૂર્છિમ પચેદ્રિય મનુષ્યો ઉત્પન્ન થાય છે એમ સર્વ અગમસૂત્રના અર્થનુ જેમા વિવરણ છે તે ઉત્તમ શ્રી પનવણા ઉપાગને વિષે શ્રીજિનેશ્વર ભગવતે કહ્યુ છે (૮૭)

હવે દારૂ મધ માંસ, અને માખણ એ ચારમા ઉત્પન્ન થના જીવોનુ વર્ણન કરે છે

मज्जे महुमि मसमि, नवणीयमि चउत्थए ।
उप्पज्जति असंखा, तव्वन्ना तत्थ जतुणो ॥८८॥

અર્થ—મદિરામા, મધમા, માસમા અને ચોથા માખણમા તેના વર્ણ સરખા વર્ણ (રગ)ના અસખ્ય જતુઓ ઉત્પન્ન થાય છે (૮૮)

નોટ—વર્તમાનમા માખણ તથા બેરાત્રિ ઉપરના દહીમા પ્રત્યક્ષ ઘણા જ જીવો હોય છે, એમ યત્ર (માઈ ક્રોસ્કોપ)થી પણ પુરવાર થયું છે

હવે માંસની દરેક અવસ્થામા જીવોની સતત ઉત્પત્તિ થાય છે તે કહે છે

आमासु अ पक्कासु अ, विपच्चमाणासु मसपेसीसु ।
सयय चिय उववाओ, भणिओ अ निगोअ जीवाण ॥

અર્થ—કાચા, પકાવેલા, કે પકાવાતા (રધાતા) માસના

હવે સમૂર્છિમ જીવો કેટલા હોય ? તે કહે છે

इत्थीण जोणिमज्झे, गब्भगयाइ हवंति जे जीवा।
उप्पज्जंति चयंति य, समुच्छिमा असंखया भणिया॥

અર્થ—સ્ત્રીની યોનિને વિષે ગર્ભાશયમાં જે સમૂર્છિમ જીવો હોય છે તે (અંતર્મુહૂર્તમાં) અસંખ્યાતા ઉપજે છે અને મરે છે (૫)

હવે આ મથુનમ થકી જીવહિંસા જિનેશ્વર દેવોએ કહેલી છે, એમ જણાવે છે

मेहुणसन्नारूढो, नवलक्ख हणेइ सुहुमजीवाण।
तित्थयरेण भणियं, सद्दहियव्वं पयत्तेण ॥८६॥

અર્થ—મથુનસંજ્ઞાને વિષે આરૂઢ થએલો મનુષ્ય નવલાખ સૂક્ષ્મ જીવોને (મનુષ્યોને) હણે છે, એ પ્રમાણે શ્રી તીર્થંકર દેવે કહ્યું છે તે શ્રદ્ધાથી માન્ય કરવું (૮૬)

નોટ—શાસ્ત્રમાં કહેલું છે કે–એક જ વખતના મૈથુન સેવનથી સ્ત્રીની યોનિમાં નવલાખ ગર્ભજ અને અસંખ્યાતા સંમૂર્છિમ મનુષ્યો તથા લાખો બેઈન્દ્રિય જીવો ઊપજે છે, તેમાંથી એક યા બે ગર્ભજ મનુષ્યો ગર્ભરૂપે કોઈ વખત જ જીવતા રહી જન્મ લઈ શકે છે, બાકીના બધા ગર્ભજ–સંમૂર્છિમ મનુષ્યો તથા બેઈન્દ્રિય જીવોનો નાશ થાય છે

એ વાત માટે શ્રી પન્નવણા સૂત્રની સાક્ષી આપે છે

असंखया थीनरमेहुणाओ, मुच्छंति पंचिंदिय माणुसाओ।

निसेसअगाणविभत्तिचगे, भणई जिणो
पन्नवणाउवगे ॥८७॥

અર્થ—સ્ત્રી અને પુરુષના એક વખતના સંયોગથી અસંખ્યાતા સંમૂર્છિમ પંચેંદ્રિય મનુષ્યો ઉત્પન્ન થાય છે એમ સર્વ આગમસૂત્રોના અર્થનું જેમાં વિવરણ છે તે ઉત્તમ શ્રી પન્નવણા ઉપાંગને વિષે શ્રીજિનેશ્વર ભગવંતે કહ્યું છે (૮૭)

હવે દારૂ મધ માંસ, અને માખણ એ ચારમાં ઉત્પન્ન થતા જીવોનું વર્ણન કરે છે

मज्जे महुमि मंसंमि, नवणीयमि चउत्थए ।
उप्पज्जति असखा, तव्वन्ना तत्थ जतुणो ॥८८॥

અર્થ—મદિરામા, મધમા, માંસમા અને ચોથા માખણમા તેના વર્ણ સરખા વર્ણ (રંગ)ના અસંખ્ય જંતુઓ ઉત્પન્ન થાય છે (૮૮)

નોટ—વર્તમાનમા માખણ તથા બેરાદિ ઉપરના દહીં મા પ્રત્યક્ષ ઘણા જ જીવો હોય છે, એમ યંત્ર (માઈક્રોસ્કોપ)થી પણ પુરવાર થયું છે

હવે માંસની દરેક અવસ્થામાં જીવોની સતત ઉત્પત્તિ થાય છે, તે કહે છે

आमासु अ पक्कासु अ, विपच्चमाणासु मसपेसिसु ।
सयय चिय उववाओ, भणिओ अ निगोअ जीवाण ॥

અર્થ—કાચા, પકાવેલા, કે પકાવાતા (રંધાતા) માંસના

ટુકડાઓમા સતત નિગોદ (અનતકાય) જીવોની ઉત્પત્તિ થાય છે, એમ કહેલુ છે (૮૯)

**નોટ**—પાણીમા લીલ, કે પાપડમા ફુગની માફક માસમા તુરત જ તદ્વર્ણી નિગોદ (અનતકાય) ઉત્પન્ન થાય છે, તે કાચુ હોય કે રધાયેલુ હોય પણ જીવોની ઉત્પત્તિ ચાલુ જ રહે છે તે સિવાય તેના રસથી ઉત્પન્ન થતા બીજા ત્રસ જીવો પણ તેમા હોય છે, એમ અનતકાય અને અતિસૂક્ષ્મ ત્રસ જીવોથી માસ ભરપુર હોય છે

હવે વ્રત ( પ્રતિજ્ઞા ) ભાંગવાથી કેટલુ મોટુ પાપ બધાય છે, તે કહે છે

आजम्मं ज पाव, बधइ मिच्छत्तसजुओ कोई ।
वयभग काउमणो, बधइ त चेव अट्ठगुण ॥९०॥

અર્થ—કોઈ મિથ્યાત્વી જીવ જન્મથી આરભીને મરણ પર્યંત જેટલુ પાપ બાધે છે, તે કરતા આઠગણુ પાપ વ્રત ભગ કરવાની ઇચ્છા કરનાર સાધુ બાધે છે (૯૦)

સાધુને બ્રહ્મચર્યના ખડનથી કેટલુ પાપ લાગે ? તે કહે છે

सयसहस्साण नारीण, पिट्ट फाडेइ निग्घिणो ।
सत्तट्ठमासिए गब्भे, तप्फडते निकतइ ॥९१॥
त तस्स जत्तिय पाव, त नवगुणियमेलिय हुज्जा ।
एगित्थियजोगेण, साहू बधिज्ज मेहूणओ ॥९२॥

અર્થઃ—નિર્દયતાથી એક લાખ ગર્ભવતી સ્રીઓના

પેટ ફાડનારો નિર્દય મનુષ્ય તેમાથી નીકળેલા તે સાત–આઠ મહિનાના તડફડતા ગર્ભોનો નાશ કરે—(૯૧)

તેનુ તેને જેટલુ પાપ લાગે તેને નવગણુ કરીને તેની સાથે મેળવતા (અર્થાત્ દશગણુ) જેટલુ થાય તેટલુ પાપ એક વાર ના સયોગથી મૈથુન દ્વારા સાધુ બાધે (૯૨)

હવે કેવા ગુરુ પાસે સમકિત-વ્રત' વગેરે ધર્મ, કે પ્રાયશ્ચિત્ત વગેરે ગ્રહણ કરવુ? તે કહે છે

अक्खडियचारित्तो, वयधारी जो व होइ गिहत्थो ।
तस्स सगासे दसण–वयगहण सोहिकरण च ॥९३॥

અર્થ—અખડ ચારિત્રવત (ગીતાર્થ) ગુરુ, અથવા તેવા ગુરુનો યોગ ન મળે તો વ્રતધારી (તથા શાસ્ત્રોનો જાણ એવો જે) ગૃહસ્થ હોય, તેની સમીપે સમકિત તથા વ્રત વગેરે, અને પ્રાયશ્ચિત્ત અગીકાર કરવુ (૯૩)

હવે પૃથ્વીકાય વગેરે સ્થાવર જીવોના શરીર કેવાં બારીક હોય છે? તે કહે છે

अद्दामलयप्पमाणे, पुढवीकाए हवति जे जीवा ।
ते पारेवयमित्ता, जबूदीवे न मायति ॥ ९४ ॥
एगमि उदगबिंदुमि, जे जीवा जिणवरेहिं पन्नत्ता ।
ते जइ सरिसवमित्ता, जबूदीवे न मायति ॥९५॥
वरटतदुलमित्ता, तेउकाए हवति जे जीवा ।
ते जइ खसखसमित्ता, जबूदीवे न मायति ॥९६॥

जे लिंबपत्तमित्ता, वाऊकाए हवंति उ जीवा ।
ते मत्थयलिक्खमित्ता, जंबूदीवे न मायंति॥९७॥

અર્થ —લીલા આમળાના પ્રમાણ જેટલા પૃથ્વીકાયના સમુહમા જે જીવો રહેલા છે, તે દરેકનું શરીર પારેવા જેવડું થાય તો તે આખા જબૂદ્વીપમા સમાય નહી (૯૪)

શ્રી જીનેશ્વરોએ પાણીના એક બિંદુમા જે જીવો કહ્યા છે, તે દરેક જો સરસવ જેવડા શરીરવાળા હોય તો જબૂદ્વીપમા સમાય નહી (૯૫)

બટીના તાદળા (તંદુલ)ના એક દાણા જેવડા અગ્નિ (તણખા)મા જે અગ્નિકાય જીવો હોય, તે દરેક જો ખસખસ જેવડા શરીરવાળા થાય તો જબૂદ્વીપમા સમાય નહી (૯૬)

લીમડાનુ એક પાંદડુ જેટલી જગ્યા રોકે તેટલી જગ્યામા જે વાયુકાય જીવો હોય તે દરેક માથાની લીખ જેવડા શરીરવાળા થાય તો જબૂદ્વીપમા સમાય નહી (૯૭)

હવે શિથિલાચારીઓની સાથે રહેલો ઉત્તમ સાધુ પણ અવંદનીય છે તે જણાવે છે

असुइट्ठाणे पडिआ, चंपकमाला न कीरइ सीसे ।
पासत्थाई ठाणेसु, वट्टमाणो तह अपुज्जो ॥९८॥

અર્થ —અપવિત્ર જગ્યામા પડેલી ચંપાના પુષ્પોની માળા પણ જેમ મસ્તકે ચઢાવવા યોગ્ય નથી, તેમ પાસત્થાદિક કુસાધુઓની નિશ્રામા વર્તતો-રહેતો એવો ઉત્તમ મુનિ પણ અપૂજ્ય છે-પૂજવા યોગ્ય નથી (૯૮)

, હવે જ્ઞાનીની આત્મશુદ્ધિ વધુ થાય છે, તે કહે છે

छट्ठट्ठमदसमदुवालसेहिं, मासद्धमासखमणेहि ।
इत्तो उ अणेगगुणा, सोही जिमियस्स नाणिस्स ॥९९॥
ज अन्नाणी कम्म, खवेइ बहुआहि वासकोडीहिं ।
तन्नाणी तिहि गुत्तो, खवेइ उस्सासमित्तेण ॥१००॥

અર્થ—છઠ્ઠ, અઠ્ઠમ, ચાર ઉપવાસ, પાચ ઉપવાસ, પદર ઉપવાસ અને માસખમણ જેવો (આકરો) તપ કરવાથી (અજ્ઞાનીને) જે નિર્જરા–આત્મશુદ્ધિ થાય છે, તેથી અનેક ગણી નિર્જરા (શુદ્ધિ, વિના ઉપવાસે) જમવા છતા જ્ઞાની કરી શકે છે (૯૯)

કરોડો વર્ષોમા અજ્ઞાની જેટલા કર્મોને ખપાવે છે, તેટલા કર્મોને મન–વચન અને કાયાને વશ કરી ત્રણ ગુપ્તિને પાળનારો જ્ઞાની માત્ર એક શ્વાસોશ્વાસમા ખપાવે છે (૧૦૦)

હવે દેવદ્રવ્યની મહત્તા અને તેની રક્ષા વગેરેનુ ફળ કહે છે

जिणपवयणवुड्ढिकर, पभावग नाणदसणगुणाण ।
रक्खतो जिणदव्व, तित्थयरत्त लहइ जीवो ॥१०१॥
जिणपवयणवुड्ढिकर, पभावग नाणदसणगुणाण ।
भक्खतो जिणदव्व, अणतससारिओ होई ॥१०२॥
भक्खेइ जो उवेक्खेइ, जिणदव्व तु सावओ ।
पन्नाहीणो भवे जीवो, लिप्पइ पावकम्मुणा ॥१०३॥

અર્થ —દેવદ્રવ્યથી પ્રતિમાઓ-મંદિરો બનાવી શકાય, તેની સંભાળ-મહાપૂજા-સત્કાર વગેરે કરી શકાય, ત્યાં આવનાર સાધુઓનો ઉપદેશ સાંભળી શકાય અને બીજી પણ અનેક પ્રકારની શાસનની ઉન્નતિ થાય, એવા જ્ઞાન-દર્શન અને ચારિત્ર રૂપ ગુણોની પ્રભાવના કરનારા દેવદ્રવ્યનું રક્ષણ કરનારો જીવ તીર્થંકરપણું પામે છે ભવિષ્યમાં તીર્થંકર થાય છે (૧૦૧)

ઉપર જણાવ્યું તેમ જૈન શાસનની વૃદ્ધિ કરનારા અને જ્ઞાનાદિ ગુણોની પ્રભાવના કરનારા એવા દેવદ્રવ્યનું ભક્ષણ કરનારો જીવ અનંતસંસારી થાય છે અનંતકાળ સંસારના દુઃખોથી પીડાય છે (૧૦૨)

જે શ્રાવક ઉપર જણાવ્યું તેવા ઉપકારી દેવદ્રવ્યનું ભક્ષણ કરે, અથવા તેનો નાશ થતો હોય ત્યારે ઉપેક્ષા કરે, તો તે જીવ પ્રજ્ઞા (બુદ્ધિ)હીન થાય અને પાપકર્મોથી લેપાય, ઘણા દુષ્ટ કર્મોને બાંધે (૧૦૩)

હવે ચાર મોટાં પાપો અને તેનું ફળ કહે છે

**चेइअदव्वविणासे, इसिघाए पवयणस्सउड्डाहे ।**
**सजइचउत्थभंगे, मूलग्गी बोहिलाभस्स ॥१०४॥**

અર્થ —ઉપર કહ્યું તે દેવદ્રવ્યનો વિનાશ કરવાથી, મુનિનો ઘાત કરવાથી, જૈન શાસનનો-પ્રવચનનો ઉડ્ડાહ (અપકીર્તિ) કરવાથી અને સાધ્વીના ચતુર્થ વ્રતનો (બ્રહ્મચર્યનો) ભંગ કરવાથી તે જીવને સમકિતના લાભ(રૂપ વૃક્ષ)ના મૂળમાં અંગારો મુકાય છે (૧૦૪)

શ્રી જિનેશ્વરની પૂજા કરવાની ભાવનાથી પણ મોટો લાભ છે

सुव्वइ दुग्गयनारी, जगगुरुणो सिंदुवारकुसुमेहिं ।
पूआपणिहाणेण, उप्पन्ना तियसलोगंमि ॥१०५॥

અર્થ —એમ સંભળાય છે કે, દરિદ્રી એવી એક સ્ત્રી સિંદુવારના (નગોડના) પુષ્પોવડે પ્રભુની પૂજા કરવાના અભિધાનથી-એકાગ્રતાથી (પણ) દેવલોકને વિષે ઉત્પન્ન થઈ (૧૦૫)

હવે જિનપૂજાના આઠ પ્રકારો કહે છે

वरगंधपुप्फअक्खय-पईवफलधूवनीरपत्तेहिं ।
नेविज्जविहाणेण य, जिणपूआ अट्ठहा भणिया ॥१०६॥

અર્થ —૧ શ્રેષ્ઠ સુગંધિમાન (વાસ-કસ્તુરી વગેરે) ચૂર્ણો, ૨ સુગંધવાળા ઉત્તમ જાતિના પુષ્પો, ૩ ઉત્તમ જાતિના અક્ષત, ૪ તાજા ઘીનો દીપક, ૫ શ્રેષ્ઠ તાજા ફળો, ૬ દશાંગાદિ ઉત્તમ ધૂપ, ૭ જળથી ભરેલા પાત્રો (જળ ભરેલો કુંભ) અને ૮ શ્રેષ્ઠ નૈવેદ્યો, એમ આઠ પ્રકારથી શ્રી જિનપૂજા કહેલી છે (આ સિવાય પણ પંચ, પ્રકારી એકવીસ પ્રકારી, સત્તર પ્રકારી વગેરે ઘણી રીતે પૂજાના પ્રકારો કહેલા છે (૧૦૬)

શ્રી જિનપૂજાનું ફળ કહે છે

उवसमइ दुरियवग्गं,हरइ दुहं कुणइ सयलसुक्खाइं ।
चिंताईयंपि फलं, साहइ पूआ जिणिंदाणं ॥१०७॥

અર્થ —શ્રી જિનેશ્વરની પૂજા, પૂજા કરનારના પાપના

સમુહનો નાશ કરે છે, સઘળા દુ ખોને હરે છે, સઘળી જાતિના સુખો આપે છે, અને અ તે ચિતવ્યું પણ ન હોય તેવુ સર્વોત્કૃષ્ટ (મોક્ષરૂપી) ફળ આપે છે (૧૦૭)

જેઓ પ્રભુપૂજામાં હિંસા માની નિષેધ કરે છે, તેમને દૃષ્ટાન્ત પૂર્વક 'શ્રાવકને દ્રવ્યપૂજા કરવાથી લાભ થાય છે તે સમજાવે છે

अकसिणपवत्तगाण विरयाविरयाण एस खलु जुत्तो ।
ससारपयणुकरणे, दव्वत्थए कूवदिट्ठतो ॥ १०८ ॥

અર્થ —સ પૂર્ણ રીતે ધર્મકાર્ય-વિરતિ નહિ કરી શક નારા એવા જે દેશવિરતિ શ્રાવકો, તેમને સ સાર ટૂકો કરવાને અર્થે દ્રવ્ય પૂજન કરણીય છે તેને અ ગે કૂવાનુ દૃષ્ટાન્ત જાણવું કૂવો ખોદતા થાક, તૃષા અને માટી-કાદવ લાગવા છતા તેમાથી પાણી નીકળતા તે બધુ દૂર કરી શકાય છે અને પછી હ મેશનો લાભ મળે છે, તેમ દ્રવ્ય પૂજનમા જે હિ સાદિ પાપ થાય છે, તે પ્રભુપૂજનથી આત્મામા પ્રગટ થતા શુભ ભાવોથી નાશ પામે છે, ઉપરાત પૂર્વોપાર્જિત (ગૃહસ્થપણાના આર ભના વગેરે) પાપો પણ નાશ પામે છે અને શુભ (પુન્યાનુ બ ધી) પુન્યનો સ ચય થાય છે (૧૦૮)

હવે ગુરુવન્દનનું ફળ દૃષ્ટાન્ત સાથે જણાવે છે

तित्थयरत्त सम्मत्त-खाइय सत्तमीइ तईयाए ।
साहुण वदणेणं, यद्ध च दसारसींहेण ॥ १०९ ॥

અર્થ —૧૮૦૦૦ સાધુઓને વિધિપૂર્વક વન્દન કરવાથી શ્રીકૃષ્ણ વાસુદેવે તીર્થ કરપણું, ક્ષાયિક સમકિત અને સાતમી

નરકના બદલે ત્રીજીના આયુષ્યના બંધ, એ ત્રણ લાભો મેળવ્યા (૧૦૯)

હવે થોડા પણ કષાયનો વિશ્વાસ ન કરવાનું કહે છે

अणथोव वणथोव, अग्गीथोव च कसायथोव च ।
न हु भे विसासिअव्व, थोवपि हु त वहु होई ॥११०॥

અર્થઃ—દેવું થોડું હોય, વ્રણ થોડું હોય, અગ્નિ થોડો હોય, અને કષાય થોડો હોય તોપણ હે જીવ! તેનો વિશ્વાસ ન કરવો, કેમ કે તે અલ્પ હોય છે તોપણ સહજ નિમિત્ત મળતા વધી જાય છે (અને ઘણી હાનિ પહોચાડે છે) (૧૧૦)

હવે 'મિચ્છામિદુક્કડ'નું સ્વરૂપ કહે છે

ज दुक्कडंति मिच्छा, त भुज्जो कारण अपूरतो ।
तिविहेण पडिक्कतो, तस्स खलु दुक्कड मिच्छा ॥१११॥
ज दुकडति मिच्छा, त चेव निसेवए पुणो पाव ।
पच्चक्खमुसावाई, मायानिअडीपसगो अ ॥११२॥

અર્થ —જે દુષ્કૃતને-પાપને મિથ્યા કરે, નિંદા કરે અને તેના કારણોને ફરીને સેવે નહિ, એમ મન-વચન અને કાયાથી તે પાપની આલોચના કરનાર હોય, નિશ્ચયથી તેનું 'મિથ્યા દુષ્કૃત' કહેવાય છે (૧૧૧)

જે દુષ્કૃતને-પાપને મિથ્યા કરે, તે જ પાપના કારણોને ફરીને સેવે, (તે પાપને પુન કરે), તે પ્રત્યક્ષ મૃષાવાદી છે અને માયાકપટ સેવવાના સ્વભાવવાળો છે (૧૧૨)

હવે 'મિચ્છામિદુક્કડં' એ ૭ અક્ષરોનો અર્થ કહે છે

मि'त्ति मिउमद्दवत्ते, छ'त्ति उ दोसाण छायणे होई।
मि'त्ति य मेराइ ठिओ,दु'त्ति दुगुछामि अप्पाण ॥११३
क'त्ति कड मे पाव, ड'त्ति य डेवेमि तं उवसमेण।
एसो मिच्छादुक्कड-पयक्खरत्थो समासेण ॥११४॥

અર્થ —'મિચ્છામિદુક્કડ મા 'मि' એટલે મૃદુ-કાયાથી નમ્ર અને ભાવથી લઘુતા કેળવીને, 'च्छा' એટલે લાગેલા દોષોનું છાદન કરવા માટે, ત્રીજો અક્ષર 'मि' એટલે મર્યાદામા (ચારિત્રાચારમા) પુન સ્થિર બનીને, 'दु' એટલે મારા (પાપ કરનાર પૂર્વ પર્યાયરૂપ) આત્માની નિંદા કરવા પૂર્વક 'क' એટલે મે કરેલુ પાપ, તેને 'ड' એટલે ઉપશમ દ્વારા ((હવે એવુ પાપ નહિ કરવાનો નિશ્ચય કરીને) હું 'ડયન' ઉલઘન કરુ છુ—ને પાપથી દૂર થાઉ છુ એમ 'મિચ્છા મિદુક્કડ 'પદનો અર્થ ટૂંકમા છ અક્ષરોના અર્થથી સમજવો (૧૧૩-૧૧૪)

હવે તીર્થના પ્રકારો જણાવે છે

नाम ठवणा तित्थ, दव्व तित्थ च भावतित्थ च।
इक्किक पि य इत्तो, णेगविह होइ नायव्व ॥११५॥

અર્થ —નામ તીર્થ, સ્થાપના તીર્થ, દ્રવ્ય તીર્થ અને ભાવ તીર્થ એ પ્રમાણે તીર્થના મુખ્ય ચાર ભેદો છે તે એકેકના પણ અનેક પ્રકારો છે એમ સમજવુ (૧૧૫)

હવે દ્રવ્યતીર્થની વ્યાખ્યા કહે છે

दाहोवसम तह्णाइ, छेयण मलप्पवाहण चेव ।
तिहि अत्थेहि निउत्त, तम्हा त दव्वओ तित्थ ॥११६॥

અર્થ —દાહને શાન્ત કરવો, તૃષાને છેદવી, અને મેલને ટાળવો એ ત્રણ અર્થોથી યુક્ત હોવાથી, અર્થાત્ એ ત્રણ કાર્યો, કરનાર હોવાથી તેને 'દ્રવ્યતીર્થ' કહેવાય છે (૧૧૬)

એજ અર્થમાં ભાવતીર્થનું સ્વરૂપ કહે છે

कोहमि उ निग्गहिए, दाहस्सुवसामण हवइ तित्थ ।
लोहमि उ निग्गहिए, तह्णाए छेयण होई ॥११७॥
अट्ठविह कम्मरय, वहुभवेहिं उ सचिय जम्हा ।
तवसजमेण धोवइ, तम्हा त भावओ तित्थ ॥११८॥

અર્થ —જેનાથી ક્રોધનો નિગ્રહ કરવારૂપ અતરના દાહનો ઉપશમ થાય તે તીર્થ કહેવાય, જેનાથી લોભનો નિગ્રહ કરવારૂપ તૃષ્ણાનો છેદ થાય તે તીર્થ કહેવાય, અને ઘણા ભવોના એકઠા કરેલા આઠ પ્રકારના કર્મોરૂપ રજ તપ અને સયમે કરીને ધોવાઇ જાય–દૂર થાય, તેથી તેને ભાવતીર્થ કહીએ અર્થાત્ જળાદિકે દ્રવ્ય તીર્થ છે અને તપ–સયમરૂપ ધર્મ એ ભાવતીર્થ છે (૧૧૮)

એ ભાવતીર્થનો બીજો પર્યાય કહે છે

दसणनाणचरित्ते, सुनिउत्त जिणवरेहिं सव्वेहि ।
एएण होइ तित्थ, एसो अन्नोवि पज्जाओ ॥११९॥

અર્થઃ—સર્વ શ્રી જિનેશ્વરોએ જ્ઞાન, દર્શન અને ચારિત્રને વિષે તીર્થ સ્થાપેલુ છે એ કારણથી તે જ્ઞાન, દર્શન અને ચારિત્ર પણ તીર્થ કહેવાય, એ તીર્થ શબ્દનો બીજો પર્યાય ( અર્થ ) પણ જાણવો (૧૧૯)

હવે સમતાનો ઉપાય બતાવે છે

सव्वो पुव्वकयाण, कम्माण पावए फलविवागं ।
अवराहेसु गुणेसु अ, निमित्तमित्त परो होइ ॥१२०॥
धारिज्जइ इतो जल निही वि कल्लोलभिन्नकुलसेलो ।
न हु अन्नजम्मनिम्मिय, सुहासुहो कम्मपरिणामो ॥
अकय को परिभुजइ,सकय नासिज्ज कस्स किर कम्म ।
सकयमणुभुजमाणो,कीस जणो दुम्मणो होई ॥१२२

અર્થ —સર્વ લોક (જીવો) પૂર્વભવે કરેલા કર્મોના જ ફળ ભોગવે છે, અપરાધોમા અને ગુણોમા ( દુખ-સુખમા ) બીજો તો નિમિત્ત માત્ર જ હોય છે ( અર્થાત્ પોતાના તેવા કર્મવિપાક વિના બીજો કઈ સારૂ ખોટુ કરી શકતો નથી (૧૨૦)

પાણીના મોટા મોજાથી કાઠાના પર્વતોને પણ જેણે ભેદી નાખ્યા છે એવા સમુદ્રને સામેથી આવતો રોકી શકાય, પણ અન્ય ભવોમા કરેલા શુભાશુભ કર્મના પરિણામ ઉદયમા આવે તેને કદાપિ રોકી ન શકાય (૧૨૧)

પોતે ન કરેલા કર્મ કોણ ભોગવે? અર્થાત્ ન ભોગવે અને વિના ભોગવે પોતે કરેલા કર્મ કોના નાશ પામે છે?

અર્થાત્ કોઇના નાશ પામતા નથી, તો પછી પોતાના કરેલા કર્મને ભોગવતો પ્રાણી શા માટે દુખી મનવાળો થાય, દુર્ધ્યાન શા માટે કરે ? અર્થાત્ સમતાથી ભોગવતા છૂટી જવાય છે, અને દુર્ધ્યાનથી નવા બધાય છે, એમ કર્મનું સ્વરૂપ સમજીને જીવે સમતા કેળવવા ઉદ્યમ કરવો (૧૨૨)

હવે એ સમતારૂપ પૌષધનુ ફળ કહે છે

पोसेइ सुहे भावे, असुहाइ खवेइ नत्थि संदेहो।
छिंदइ नरयतिरियगइ, पोसहविहिअप्पमत्तो य॥१२३

અર્થ —(ઉપર જણાવ્યા પ્રમાણે સમતા રૂપ) પૌષધ કરવાથી અપ્રમત્ત-અપ્રમાદી એવો જીવ શુભ ભાવોનું-પોતાના જ્ઞાનાદિ ગુણોનું પોષણ કરે છે, અશુભનો (મોહાદિનો) ક્ષય કરે છે અને નરક-તિર્યચની દુર્ગતિનો છેદ કરે છે, ત્યા ઉપજતો નથી, એમા સદેહ નથી (૧૨૩)

દરેક કાર્યમા વિધિના આદરવાળો પુરુષ ધન્ય છે, તે કહે છે

धन्नाण विहिजोगो, विहिपक्खाराहगा सया धन्ना।
विहिबहुमाणा धन्ना, विहिपक्खअदूसगा धन्ना ॥१२४

અર્થ —વિધિનો યોગ મહા ધન્ય પુરુષોને થાય છે, વિધિ ન પાળી શકે તો પણ તેનો પક્ષ કરનારા પુરુષો પણ સદા ધન્ય છે, પક્ષ ન કરી શકે તો પણ જેના હૃદયમા વિધિ પ્રત્યેનું બહુમાન છે તે પણ ધન્ય છે, અને બહુમાન પણ ન હોય તથાપિ જે વિધિના પક્ષની નિંદા વગેરે કરી તેને વગોવતા નથી-દૂષિત કરતા નથી તે પણ ધન્ય છે (અર્થાત્

અવિધિનો પક્ષ છૂટે ત્યારથી જીવનો વિકાસ થાય છે) ૧૨૪

હવે ગ્રંથ ભણવાનું ફળ જણાવી ઉપસંહાર કરે છે

सवेगमणो संवोह-सत्तारिं जो पढेइ भव्वजिवो।
सिरिजयसेहरठाण, सो लहइ नत्थि संदेहो ॥१२५॥

અર્થઃ—જેનું મન સંવેગથી રંગાયેલું છે, તેવો જે ભવ્ય જીવ આ 'સંબોધસત્તરિ' પ્રકરણને ભણે છે, નિઃસંદેહ તે શ્રીજય શેખર (જ્યાં આત્મલક્ષ્મીનો સંપૂર્ણ જય છે તે મોક્ષ રૂપી) સ્થાનને પામે છે અહીં 'જયશેખર' શબ્દથી કર્તાએ પોતાના ગુરુનું નામ સૂચવ્યું છે ( એમ પૂર્વે અર્થ કરનારાઓનું મન્તવ્ય છે ) (૧૨૫)



अनन्तलब्धिनिधानाय श्रीगौतमस्वामिने नमः ॥

# अथ इन्द्रियपराजय शतकं

(મૂળ અને ભાવાર્થયુક્ત)

सु चिय सूरो सो चेव, पडिओ तं पससिमो निच्च।
इंदियचोरेहिं सया, न लुटिअ जस्स चरणधणं ॥१॥

અર્થ—તે જ સાચો શૂરવીર છે, તે જ ખરો પંડિત છે, અને તેની જ અમે નિત્ય પ્રશંસા કરીએ છીએ, કે જેનું ચારિત્ર રૂપી ધન ઇન્દ્રિયો રૂપી ચોરોએ લૂંટ્યું નથી, સદા સુરક્ષિત છે (૧)

इंदियचवलतुरंग, दुग्गइमग्गाणुधाविरे निच्च।
भाविअभवस्सरुवो, रुभइ जिणवयणरस्सीहिं ॥२॥

અર્થ—ઇન્દ્રિયો રૂપી ચપળ ઘોડાઓ નિત્ય દુર્ગતિના માર્ગે દોડનારા છે, તેને સંસારનું સ્વરૂપ જેણે વિચાર્યું છે એવો જીવ જીનેશ્વરના વચનરૂપી લગામોથી રોકે છે અર્થાત્ નિરંકુશ ઇન્દ્રિઓ અનેક પાપો કરાવી જીવને સંસારમાં અતીવ દુ:ખી કરે છે, એમ સમજી જિનવચનના બળે તેને વિષયો માંથી અટકાવવી હિતકર છે (૨)

इंदियधुत्ताणमहो, तिलतुसमित्तंपि देसु मा पसर।
जइ दिन्नो तो नीओ, जत्थ खणो वरिससकोडिसमो ॥

અર્થઃ—અરે હે જીવ! ઈન્દ્રિયો રૂપી ધુતારાઓને તું તલમાત્ર-તુષમાત્ર પણ સ્થાન આપીશ નહિ, (વિશ્વાસ રાખીશ નહિ) જો સ્થાન આપ્યુ (વિશ્વાસ રાખ્યો) તો સમજવુ કે જ્યા એક ક્ષણ કરોડવર્ષો જેટલો છે, (ક્ષણમાત્રનું દુ ખ પણ જ્યા કાડવર્ષોના દુ ખ જેટલુ તીવ્ર છે ) ત્યા (નરક-નિગોદ વગેરે દુર્ગતિમા) તુર્ત પડાવી ગયો અર્થાત્ ઇન્દ્રિયો દુર્ગતિમા જ એચી જશે (૩)

अजिइंदिएहि चरण, कट्ठ व घुणेहि कीरइ असार ।
तो धम्मत्थीहि दृढ, जइयव्व इंदियजयमि ॥४॥

અર્થ—ઘુણ નામના (લાકડામા ઉત્પન્ન થતા) કીડાઓ જેમ લકડાને અંદરથી કોતરીને અસાર ખોખુ (નકામુ) કરી દે છે તેમ ઇન્દ્રિયોને વશ થયેલા જીવોના ચારિત્રને ઇન્દ્રિયો અસાર (નિષ્ફળ) કરે છે માટે ધર્માર્થી જીવોએ ઇન્દ્રિયોને જીતવામા સખ્ત ઉદ્યમ કરવો, અલ્પ માત્ર પણ ઇન્દ્રિયોને વશ ન થવુ (૪)

जह कागिणीइ हेउ, कोर्डि रयणाण हारए कोइ ।
तह तुच्छविसयगिद्धा, जीवा हारंति सिद्धिसुह ॥५॥

અર્થ—જેમ કોઈ મૂર્ખ એક કાકિણી (રૂપિયાનો ૮૦મા ભાગ-સવા દોકડા) માટે કરોડ રત્નો હારી જાય, તેમ અતિતુચ્છ એવા (ઇન્દ્રિયોના) વિષયમા આસક્ત થયેલા જીવો મોક્ષના અનંત-અખંડ સુખને હારી જાય છે (૫)

तिलमित्त विसयसुह, दुह च गिरिरायसिंगतुगयर ।
भवकोडीहिं न निट्ठइ, ज जाणसु त करिज्जासु ॥६॥

અર્થ —ઇન્દ્રિયોના વિષયનુ સુખ તો એક તલ માત્ર છે, અને બદલામા દુ ખ મેરૂપર્વતના શિખર જેટલું ઊચુ છે, (અર્થાત્ તલમાત્ર વિષયસુખ ભોગવવાના પરિણામે દુ ખનો લાખ જોજન જેવડો મોટો ડુગર ભોગવવાનો છે,) કે જે કરોડો ભવો સુધી ભોગવવા છતા ખૂટે તેમ નથી (એમ લાભ હાનિનો વિચાર કરીને) જે તને સારુ દેખાય તે કર ! અર્થાત્ હે બુદ્ધિમાન્ આત્મા ! વિચાર કરીને વિષયોમા આસક્ત ન થા ! (૬)

भुजता महुरा विवागविरसा, किंपागतुल्ला इमे,
कच्छुक्कडुअण व दुक्खजणया, दाविंति बुद्धिं सुहे ।
मज्झन्हे मयतिन्हिअव्व सयय, मिच्छाभिसधिप्पया,
भुत्ता दिंति कुजम्मजोणिगहण, भोगा महावेरिणो॥७

અર્થ —કિંપાકના ફળની જેમ ભોગવતા મધુર અને પરિણામે દુ ખદાયી એવા વિષયો–ભોગો, ‘કપિકચ્છૂ (કૌવચ)’ નામની વનસ્પતિ જેમ ખણજ પેદા કરે, તેમ વિષયતૃષ્ણાનું અતીવ દુ ખ પેદા કરનારા હોવા છતા જીવને ‘આ વિષય ભોગવવાથી મને સુખ થશે’ એવી બુદ્ધિ (ભ્રમ) પેદા કરે છે, વળી મધ્યાહ્નને મૃગલા રણમા સૂર્યના કિરણોથી રેતીને બદલે મિથ્યા પાણી (ઝાંઝવાના નીર) દેખે, તેમ ભોગો ભોગ :

પહેલા 'આ ભોગવવાથી ભોગતૃષ્ણાનું દુખ મટશે' એવો ખોટો ખ્યાલ આપે છે અને (એ રીતે ઠગાવાથી ભોગવનારા જીવને) ભોગવ્યા પછી મહા વૈરી એવા તે વિષયભોગો દુષ્ટ યોનિઓમા જન્મ લેવારૂપ સસાર અટવીમા રખડાવે છે (૭)

सक्को अग्गी निवारेउ, वारिणा जलओ विहु ।
सव्वोदहिजलेणावि, कामग्गी दुन्निवारओ ॥८॥

અર્થ—અતિ જાજ્વલ્યમાન સળગતા પણ અગ્નિને પાણીથી બુઝાવી શકાય છે, પરન્તુ કામરૂપી અગ્નિ તો સર્વ સમુદ્રોના પાણીથી પણ બુઝાવી શકાતો નથી (૮)

विसमिवमुहमि महुरा, परिणामनिकामदारुणा विसया ।
कालमणंत भुत्ता, अज्ज वि मुत्तु न किं जुत्ता ॥९॥

અર્થ—વિષની પેઠે પ્રારભમા મધુર અને પરિણામે અત્યત ભયકર એવા વિષયો અનતકાળ સુધી ભોગવ્યા તો હજુ પણ શુ તે છોડવા યોગ્ય નથી? અર્થાત્ શીઘ્ર ત્યાગ કરવા યોગ્ય છે (૯)

विसयरसासवमत्तो, जुत्ताजुत्त न याणई जीवो ।
झूरइ कलुण पच्छा, पत्तो नरय महाघोर ॥१०॥

અર્થ—વિષયરસરૂપ મદિરાથી મદોન્મત્ત (બેભાન) થયેલો જીવ યુક્ત-અયુક્ત (ઉચિત-અનુચિત) કઈપણ જાણી શકતો નથી, તેથી અનેક અકાર્યો-પાપો કરીને તે જ્યારે

મહાયોગ નરકમા જાય છે ત્યારે પાછળથી ત્યા તે અતિ કરૂણપણે ઝૂરે છે (૧૦)

जह निंवदुमुप्पन्नो, कीडो कडुअपि मन्नए महुर।
तह सिद्धिसुहपरुक्खा, ससारदुह सुह विंति ॥११॥

અર્થ—જેમ લીમડાના વૃક્ષમા ઉત્પન્ન થયેલો કીડો કડવા લીમડાને પણ મધુર માને છે, તેમ મોક્ષસુખથી (આત્માના નિરૂપાધિક સુખથી) પરોક્ષ એટલે વિમુખ (અજ્ઞાન) જીવો સસારના દુખને પણ સુખરૂપ માને છે (૧૧)

अथिराण चचलाण य, खणमित्तसुहकराण पावाण।
दुग्गइनिबधणाण, विरमसु एआण भोगाण ॥१२॥

અર્થ—હે જીવ! અસ્થિર-નાશવત, ચચળ, ક્ષણમાત્ર સુખ કરનારા પરિણામે દુર્ગતિના કારણરૂપ એવા આ પાપી વિષયભોગોથી તુ અટકી જા! અર્થાત્ ત્યાગ કર (૧૨)

पत्ता य कामभोगा, सुरेसु असुरेसु तहय मणुएसु।
न य जीव! तुज्झ तित्ती, जलणस्स व कट्ठनियरेण॥

અર્થ—વળી હે જીવ! દેવલોકમા (સ્વર્ગમા), દાનવલોકમા (પાતાળમા), તેમજ મનુષ્યપણામા (મૃત્યુલોકમા) પણ તને અનતવાર વિષયભોગો પ્રાપ્ત થયા, છતા જેમ લાકડાથી અગ્નિ તૃપ્ત ન થાય, તેમ તને હજુ પણ તૃપ્તિ ન થઈ અર્થાત્ ભોગો ગમે તેટલા ભોગવવા છતા તૃપ્તિ થવાને બદલે લાલસા વધે છે (૧૩)

जहा य किंपागफला मणोरमा, रसेण वन्नेण
य भुज्जमाणा।
ते खुड्डए जीविय पच्चमाणा, ए उवमा कामगुणा
विवागे ॥१४॥

અર્થ—વળી હે જીવ! જેમ સ્વાદથી અને રંગથી મનને આકર્ષક એવા કિંપાકના (ઝેરી) ફળો ખાધા પછી જ્યારે તે ઉદરમા પચે (પરિણમે) ત્યારે પ્રાણનો નાશ કરે છે, તેમ પચ ઇન્દ્રિયોના ભોગો રસથી-આસક્તિપૂર્વક ભોગ્યા પછી તેનાથી બંધાયેલુ કર્મ જ્યારે પાકે-ઉદયમા આવે, ત્યારે અનેકાનેક ભવો સુધી જીવને મારે છે જન્મ મ ણ કરાવે છે (૧૪)

सव्व विलविय गीय, सव्व नट्ट विडवणा।
सव्वे आभरणा भारा, सव्वे कामा दुहावहा॥१५॥

અર્થ—હે જીવ! (સ માગમા) સર્વ પ્રકારનુ સગીત તે વસ્તુત વિલાપ કરવા બરાબર છે, સર્વ પ્રકારનુ નૃત્ય-નાટકો તે વિડંબનારૂપ છે, સર્વ આભરણો (ઘરેણા) તે વસ્તુત ભારરૂપ છે અને સઘળા વિષયો-ભોગો તે નિશ્ચયથી દુઃખના દેનારા છે (૧૫)

देविंदचक्कवट्टि-त्तणाइ रज्जाइ उत्तमा भोगा।
पत्ता अणतखुत्तो, न य हं तित्तिं गओ तेहिं ॥१६॥

અર્થ—દેવપણુ, ઇન્દ્રપણુ, ચક્રવર્તીપણુ અને રાજ્ય

વગેરેના ઉત્તમ ભોગો, એ બધુ અનંતીવાર મળ્યા તોપણ તેનાથી હુ લેશમાત્ર પણ સંતોષ ન પામ્યો (૧૬)

ससारचक्कवाले, सव्वे वि अ पुग्गला मए बहुसो ।
आहरिया य परिणा--मिआ य न य तेसु तित्तो ऽहं ॥

અર્થ—સંસારરૂપી ચક્રવાલમા (ભ્રમણમા) સર્વ પુદ્‌ગલોને મે ઘણીવાર (ઔદારિક, વૈક્રિય વગેરે માનય વર્ગણાઓ રૂપે) ગ્રહણ કર્યા અને પરિણમાવ્યા (ઔદારિક શરીરાદિ રૂપ ભોગવ્યા), તોપણ હુ તેને વિષે તૃપ્ત ન પામ્યો (૧૭)

उवलेवो होइ भोगेसु, अभोगी नोवलिप्पई ।
भोगी भमइ ससारे, अभोगी विप्पमुच्चइ ॥१८॥

અર્થ—ભોગી જીવને વિષયભોગ ભોગવવાથી ઉપલેપ (કર્મનો બંધ) થાય છે અને અભોગી જીવને કર્મનો લેપ થતો નથી, (માટે જ) ભોગી પુરુષો સંસારમા પરિભ્રમણ કરે છે, અને અભોગી પુરુષો કર્મોથી છૂટે છે, મોક્ષ પામે છે (૧૮)

अल्लो सुक्को य दो छूढा, गोलया मट्टियामया ।
दो वि आवडिआ कूडे, जो अल्लो सो विलग्गइ ॥१९॥
एव लग्गति दुम्मेहा, जे नरा कामलालसा ।
विरत्ता उ न लग्गति, जहा सुक्के अ गोलए ॥२०॥

અર્થ—જેમ લીલો અને સૂકો એવા માટીના બે ગોળા ફેંક્યા અને તે ભીંતે અફડાણા તેમા જે લીલો હતો તે

ચેલો ગોળો હતો તે ભીતની સાથે ચોટયો અને બીજો ભીત સાથે અફળાઈ નીચે પડયો (૧૯)

એ પ્રમાણે દુર્બુદ્ધિવાળા જે મનુષ્યો વિષયોની લાલસા વાળા હોય છે, તે (લીલા ગોળાની પેઠે વિષયોમા અને સ્ત્રી-પુત્ર-પરિવારાદિમા) લપટાઈ જાય છે, પરન્તુ (જેમ સૂકો ગોળો ભીતમા લાગતો નથી તેમ) વિરક્ત મનુષ્યો (વિષયોમા કે સ્ત્રી પરિવારાદિમા) લપટાતા નથી (૨૦)

तणकट्ठेहि व अग्गी, लवणसमुद्दो नईसहस्सेहिं ।
न इमो जीवो सक्को, तिप्पेउं कामभोगेहिं ॥२१॥

અર્થ —ઘણા ઘાસ અને લાકડાથી અગ્નિને અને હજારો નદીઓવડે પણ લવણસમુદ્રને તૃપ્ત થાતો નથી, તેમ જીવને પણ ઘણા કામભોગરૂપ વિષયોવડે તૃપ્ત કરી શકાતો નથી (૨૧)

भुत्तूण वि भोगसुह, सुरनरखयरेसु पुण पमाएण ।
पिज्जइ नरएसु भेरव कलकलतउतंबपाणाइ ॥२२॥

અર્થ —પ્રમાદથી આસક્ત થઈ ને દેવપણામા મનુષ્યપણામા, અને વિદ્યાધરપણામા અનેક પ્રકારે ભોગસુખને ભોગવીને તેના પરિણામે નરકમા મહાભયકર ઉકળતા સીસાના અને ત્રાબાના રસનું પાન કરવુ પડે છે, (૨૨)

को लोभेण न निहओ, कस्स न रमणीहिं
भोलिअ हिअय ।
को मच्चुणा न गहिओ, को गिद्धो नेव विसएहिं ॥

**અર્થ** —જગતમા લોભવડે કોણુ નથી હણાયો ? સ્ત્રીઓએ કોનુ હૃદય નથી લોભાવ્યું ? (અર્થાત્ સ્ત્રીઓથી કોનુ મન નથી લલચાયુ ?) મૃત્યુએ કોને પકડયો નથી ? અને વિષયોમા કોણુ આસક્ત નથી થયો ? ( અર્થાત્ સર્વ જીવોને લોભે હણ્યા છે, સ્ત્રીઓએ લોભાવ્યા છે, મૃત્યુએ ગ્રહણુ કર્યા છે, અને વિષયોએ વશ કર્યા છે માટે એ સર્વથી વિરામ પામવુ એજ હિતકર છે ) (૨૩)

**खणमित्तसुक्खा बहुकालदुक्खा,**
**पगामदुक्खा अनिकामसुक्खा ।**
**ससारमोक्खस्स विपक्खभूआ,**
**खाणी अणत्थाण उ कामभोगा ॥२४॥**

**અર્થ** —ક્ષણુમાત્ર સુખ આપનારા અને બહુકાળ સુધી દુ ખ આપનારા, વળી ઇચ્છિા રૂપે અત્યન્ત દુ ખ આપનારા અને જેમા નિષ્કામ એટલે સ તોષસુખનો અભાવ છે એવા, તથા સ સારની મુક્તિ કરવામા શત્રુ સરખા એટલે સ સારમા રઝળાવનારા, એવા કામભોગો ( વિષયો ) તે ખરેખર અનેક અનર્થોની મોટી ખાણુ જેવા છે (૨૪)

**सव्वगहाण पभवो, महागहो सव्वदोसपायट्टी ।**
**कामग्गहो दुरप्पा, जेण ऽभिभूअं जग सव्व ॥२५॥**

**અર્થ** —સર્વ દુષ્ટ ગ્રહોનુ મૂળ કારણુ, સર્વ દોષોને પ્રગટ કરનાર મહાગ્રહ સરખો કામરૂપી ગ્રહ એવો અતિદુષ્ટ છે કે જેણે

સર્વ જગતને પરાભવ પમાડયુ છે અર્થાત્ દુષ્ટ કામરૂપી ગ્રહ જગતના સર્વ જીવોને નડનારો છે (૨૫)

जह कच्छुल्लो कच्छु, कडुअमाणो दुह मुणइ सुक्ख।
मोहाउरा मणुस्सा, तह कामदुह सुह विंति ॥२६॥

અર્થ —જેમ ખણુજવાળો મનુષ્ય ખણુજને ખણુનો દુ ખને સુખ માને છે, તેમ મોહરૂપી કામની ખણુજથી વ્યાકુળ થયેલા મનુષ્યો ( ભોગ ભોગવતા ) કામરૂપી દુ ખને પણ સુખ માને છે (૨૬)

सल्ल कामा विस कामा, कामा आसीविसोवमा।
कामे पत्थेमाणा, अकामा जंति दुग्गई ॥२७॥

અર્થ —કામભોગો શલ્ય સમાન છે, કામભોગો વિષ સમાન છે અને કામભોગો સર્પની દાઢના ઝેર સમાન છે એ કામભોગોને ઈચ્છતા જીવો તે કામભોગને ભોગવ્યા વિના જ ઈચ્છા માત્રથી પણ દુર્ગતિમા જાય છે (૨૭)

विसए अवइक्खता, पडति ससारसायरे घोरे।
विसएसु निराविक्खा, तरंति ससारकंतारे ॥२८॥

અર્થ —વિષયોની અપેક્ષા-ઈચ્છા રાખતા જીવો ભયકર સસાર સમુદ્રમા પડે છે, અને વિષયોમા નિરપેક્ષ ( ઈચ્છા વિનાના ) જીવો મ સારરૂપી અટવીનો પાર પામે છે (૨૮)

छलिआ अवइक्खता, निरावइक्खा गया अविग्घेण।
तम्हा पवयणसारे, निरावइक्खेण होअव्व ॥२९॥

અર્થ—વિષયોની અપેક્ષા રાખતા જીવો (તેનો ત્યાગ કરવા છતા પણ) ઠગાયા છે, અને વિષયોની અપેક્ષા નહિ રાખનારા જીવો નિર્વિઘ્નપણે પરમપદને અર્થાત્ મોક્ષને પામ્યા છે તે કારણથી સમય સિદ્ધાતના સારભૂત નિરપેક્ષ વૃત્તિવાળા-અનાશસી થવું (૨૯)

विसयाविक्खो निवडइ, निरविक्खो तरइ दुत्तरभवोहं ।
देवीदीवसमागय भाउअजुअलेण दिट्ठतो ॥३०॥

અર્થ—વિષયની ઇચ્છાવાળો જીવ ભવભ્રમણમા પડે છે, અને વિષયની ઈચ્છારહિત થયેલો જીવ દુસ્તર એવા પણ ભવસમુદ્રને તરી જાય છે આ વિષયમા રત્નાદેવીના દ્વીપમા ગયેલા જિનરક્ષિત તથા જિનપાલ એ બે ભાઈઓનુ દૃષ્ટાત જાણવુ (૩૦)

દૃષ્ટાન્તનો સાર એ છે કે-ચપાનગરીમા જિનપાલ અને જિનરક્ષિત નામે બે વણિક પુત્રો હતા તેઓ અગિયાર વખત સમુદ્રમાર્ગે વ્યાપાર કરી લખલુટ ધન મેળવવા છતા બારમી વખત વહાણ લઈ વ્યાપારાર્થે પરદેશ જવા નીકળ્યા દૈવયોગે વહાણ ભાગ્યુ અને પાટિયાના આલબનથી બન્ને સુખીબને રત્નદ્વીપે પહોચ્યા ત્યા એક દેવી વાવ જોઈ તેમા સ્નાન કરવા લાગ્યા, તે વખતે તે દ્વીપમા રહેનારી રત્નાદેવી ત્યા આવી પહોચી, તેણે બન્નેને કહ્યુ મારી સાથે વિષયસુખ ભોગવો નહિ તો તમને મારી નાખીશ ભયથી બન્ને કબૂલ થયા અને તેણે દૈવી શક્તિથી શુભ પુદ્ગલો તેઓના શરીરમા

સક્રમાવી બન્ને સાથે ભોગસુખ ભોગવવા માડયુ તે વખતે ઈદ્રની આજ્ઞાથી રત્નાદેવીને કાર્યપ્રસગે ત્યાથી અન્યત્ર જવાનુ થયું, ત્યારે બન્નેને સમજાવ્યું કે-હું આવુ ત્યાસુધી તમારે આ દ્વીપની દક્ષિણ દિશાના વનમા જવુ નહિ, બાકી ત્રણ દિશાઓમા જવાની છૂટ છે તેના ગયા પછી બન્નેને વિચાર થયો કે દક્ષિણમા જવાનો નિષેધ કરવાનું કારણ જાણવુ જોઈએ, એટલે નિષેધ છતા ગયા અને ત્યા અનેક મનુષ્યોના હાડ પિંજરો ઉપરાત એક મનુષ્યને શૂળીએ ચઢાવેલો જોઈ તેઓ ગભરાયા શૂળી ઉપર રહેલાને પૂછવાથી જણાયું કે આ દેવી સમુદ્રમા ફસાયેલા મનુષ્યો સાથે ભોગ ભોગવી બીજો મનુષ્ય મળતા જ પહેલાને આ રીતે મારી નાખે છે તેઓને પણ પોતાનું ભાવિ મરણ જોઈ ભય થયો અને બચવાનો ઉપાય પૂછતા શૂળી ઉપરના મનુષ્યે કહ્યુ કે પશ્ચિમ દિશાના વનમા શૈલક યક્ષ છે તે તમોને સહાય કરશે તેઓ ત્યા ગયા, યક્ષ પ્રગટ થયો ત્યારે તેઓએ સહાય કરવા વિનંતિ કરી યક્ષે જણાવ્યુ કે તે વ્યતરી મહાદુષ્ટા છે તમે મે વિકુર્વેલા ઘોડા ઉપર બેસો તે વ્યતરી તમને ઘણી રીતે લલચાવશે, તમે તેના વચનોથી ચલિત થશો તો હું સમુદ્રમા ફેકી દઈશ બન્નેએ કબૂલ કરવાથી યક્ષે ઘોડાનું રૂપ બનાવી બન્નેને પીઠ ઉપર બેસાડયા સમુદ્રમા જતા વ્યતરી રત્નાદેવી ત્યાથી બન્નેને નાસી ગયેલા જાણી શોધતી શોધતી પાછળ આવી, ઘણા હાવ-ભાવ કલાવાળા કરી તેઓને કરગરવા લાગી, 'મને અબળાને નિરાધાર મૂકી ન જાઓ હુ તમારી દાસી છુ' વગેરે કહી તેઓને લલચાવવા અનેક પ્રયત્નો કર્યા, એથી જિનરક્ષિતનુ મન ચલિત થયું અશ્વ થયેલા યક્ષે જ્ઞાનથી તે જાણ્યું, અને તેને સમુદ્રમા

દેકી દીધો જિનપાલ કે જે જગાપણુ ચલાયમાન ન થયો, તેને સમુદ્ર પાર ઉતારી દીધો, જેથી તે પોતાના નગર ચપા નગરી જઈ કુટુબને મળી શક્યો આનો ઉપનય એ છે કે સ્ત્રીઓના હાવ-ભાવમા ફસેલા પ્રાણીઓ જિનરક્ષિતની જેમ સસાર સમુદ્રમા ડૂબે છે અને જેઓ તેમા ફસાના નથી તે જિનપાલની પેઠે મોક્ષપુરીમા નિર્વિઘ્ને પહોચી જાય છે

ज अइतिक्ख दुक्ख, ज च सुह उत्तम तिलोयम्मि ।
त जाणसु विसयाण, वुड्डिक्खयहेउअ सव्व ॥३१॥

અર્થ.—હે આત્મા ! આ ત્રણે જગતમા જીવોને જે અતિતીક્ષ્ણ (આકરા) દુખો પ્રાપ્ત થાય છે તે વિષયભોગની વૃદ્ધિથી અને જે અતિ સુંદર સુખો પ્રાપ્ત થાય છે તે સર્વ વિષયોની ગૃદ્ધિના ક્ષયથી થાય છે, એમ સમજ (૩૧)

इंदियविसयपसत्ता, पडति ससारसायरे जीवा ।
पक्खि व्व छिन्नपक्खा, सुसीलगुणपेहुणविहूणा ॥३२

અર્થ —ઈન્દ્રિયોના વિષયમા આસક્ત થયેલા જીવો પોતાની નષ્ટ થયેલી શીયળગુણ રૂપી પાખ વિના, છેદાયેલી પાખવાળા પખીની માફક સસારરૂપી સમુદ્રમા પડે છે માટે ઇન્દ્રિયોના વિષયમા આસક્ત ન થવુ એજ હિતકર છે (૩૨)

न लहइ ज (जि) हा लिहतो, मुहल्लिअ अट्ठिअ
जहा सुणओ ।
सोसइ तालुअरसिअं, विलिहतो मन्नए सुक्ख ॥३३॥

महिलाण कायसेवी, न लहइ किंचिवि
सुह तहा पुरिसो।
सो मन्नए वराओ, सयकायपरिस्सम सुक्ख॥३४

અર્થ —જેમ કુતરો મુખમા પકડેલા હાડકાને જીભથી ચાટતો કઈ મેળવી શકતો નથી, માત્ર ગળુ શોષે છે અને હાડકુ ઘસાવાથી નીકળેલા પોતાના તાળવાના લોહીને ચાટતો સુખ માને છે (૩૩)

તેમ સ્ત્રીઓના શરીરના ભોગ ભોગવનારો પુરુષ પણ તેનાથી કઈપણ સુખ નથી પામતો, (માત્ર કામના ત્રાસથી હારી ગયેલો) તે રાક પોતાની કાયાના પરિશ્રમને જ સુખરૂપ માને છે (૩૪)

सुट्ठुवि मग्गिज्जतो, कत्थवि कयलीइ नत्थि जह सारो
इंदियविसएसु तहा, नत्थि सुह सुट्ठु वि गविट्ठ॥३५॥

અર્થ —જેમ સારી રીતે શોધવા છતા પણ કેળમા (કેળના થડમા) ક્યાય પણ સાર દેખાતો નથી, તેમ ઈંદ્રિયોના વિષયોમા પણ સારી રીતે તપાસતા (વિચાર કરતા) લેશ પણ સુખ દેખાતુ નથી (૩૫)

सिंगारतरंगाए, विलासवेलाइ जुव्वणजलाए।
के के जयंमि पुरिसा, नारीनईए न बुड्डंति॥३६॥

અર્થ —શૃગારરૂપી જેમા તરગો (કલ્લોલ) છે, વિલાસ

રૂપી જેમા ભરતીનુ પૂર છે, અને જુવાનીરૂપી જેમા જળ છે, તે નારીરૂપી નદીમા જગતના કોણ કોણ પુરુષો નથી ડૂબતા? અર્થાત્ સર્વ ડૂબે છે (૩૬)

सोअसरी दुरिअदरी, कवडकुडी महिलिआ
किलेसकरी ।
वइरविरोयणअरणी, दुक्खखणी सुक्खपडिवक्खा ॥

અર્થ —જગતમા સ્ત્રી અશુચિના જ ણારૂપ પાણીની નદી છે, પાપને રહેવાની ગુફા છે, કપટની ઝૂપડી છે, ક્લેશની-સતાપની કરનારી છે, વૈ રૂપી અગ્નિને ઉત્પન્ન કરવામા અરણીના કાષ્ઠ સરખી છે, દુખોની ખાણ છે, અને સુખમા વિઘ્ન કરનારી છે (૩૭)

अमुणिअमणपरिकम्मो, सम्म को नाम नासिउ
तरइ ।
वम्महसरपसरोहे, दिट्ठिच्छोहे मयच्छीण ॥३८॥

અર્થ —જેણે મનનું પરિકર્મ (મનને વશ કરવાની કળા) જાણ્યુ નથી એવો કયો પુરુષ સ્ત્રીઓના નેત્રોના કટાક્ષો રૂપ કામબાણોનો મારો થઇ થયા પછી (નાગીના વક્રનેત્ર કટાક્ષોનો મારો થયેછતે) નાસવામા સમર્થ થઈ શકે? અર્થાત્ સ્ત્રીના કટાક્ષો યોગિઓને પણ સ્થભિત કરી નાખે છે (૩૮)

परिहरसु तओ तासिं, दिट्ठिं दिट्ठिविसस्स व
अहिस्स ।
ज रमणिनयणबाणा, चरित्तपाणे विणासंति ॥३९॥

અર્થ—માટે હે સુજ્ઞ ! દષ્ટિવિષ સર્પની દષ્ટિ શરીર ઉપર પડતા જ જેમ ઝેર ચડે તેમ જે દષ્ટિ-કટાક્ષો પડતા જ કામનું ઝેર ચઢે તે વિષસરખી સ્ત્રીઓની દષ્ટિનો ત્યાગ કર દૂર જા કારણ કે સ્ત્રીના નયનરૂપી બાણો જીવના ચારિત્રરૂપી ભાવ પ્રાણોનો વિનાશ કરે છે (૩૯)

सिद्धतजलहिपार-गओ वि विजिदिओ वि सूरो वि ।
दढचित्तो वि छालिज्जइ, जुवइपिसाईहि खुड्डाहि ॥४०॥

અર્થ—સિદ્ધાન્ત (શાસ્ત્રો) રૂપી સમુદ્રનો પાર પામેલો (સમુદ્ર જેટલુ શાસ્ત્ર ભણેલો), જિતેન્દ્રિય (ઈન્દ્રિયોનો વિજેતા), શૂરવીર (અનેક યોદ્ધાઓનો પરાભવ કરનારો) અને દઢ (મજબુત) મનવાળો પુરુષ પણ નીચ એવી યુવતીરૂપી પિશાચિણીથી ઠગાઈ જાય છે (૪૦)

मणयनवणीयविलओ, जह जायइ जलणस-
निहाणमि ।
तह रमणिसनिहाणे, विद्दवइ मणो मुणीणपि ।।

અર્થ—જેમ અગ્નિની પાસે રહેલુ મીણ કે માખણ પીગળી જાય છે, તેમ સ્ત્રીની પાસે રહેવાથી મુનિનું પણ મન ચલિત થાય છે અર્થાત્ વિકારવાળુ થાય છે (૪૧)

नीअगमाहिं सुपयो हराहिं उप्पित्थमथरगईहि ।
[illegible] निमग्गाहि व, [illegible] ॥

અર્થ—નીચી નીચી ભૂમિમા વહેવાવાળી, પાણીથી અતિ ભરપૂર, અને અતિ પૂરને લીધે તોફાને ચઢેલી આડા માર્ગે વહેતી નદી જેમ મોટા પર્વતોને પણ ભેદી નાખે છે તેમ નીચ આચારને સેવનારી (કુલટા), મોટા સ્તનવાળી અને ઉન્માર્ગે ચાલનારી હોવાથી ધીમી ચાલે ચાલતી, એવી સ્ત્રી પર્વત જેવા મોટા (ધૈર્યવાળા) પુરુષોને પણ ભેદી નાખે છે, ચલાયમાન કરી દે છે (૪૨)

विसयजल मोहकल, विलासविब्बोअजलयराइन्न ।
मयमयर उत्तिन्ना, तारुण्णमहन्नव धीरा ॥४३॥

અર્થઃ—જેમા વિષયોરૂપી પાણી છે, મોહની ગર્જના છે, સ્ત્રીઓની વિલાસભરી ચેષ્ટાઓરૂપ મચ્છ-કચ્છ વગેરે જળ ચર જીવો છે, અને મદ રૂપી જેમા મગરમચ્છ રહે છે, એવા તારુણ્ય રૂપી સમુદ્રનો ધીર પુરુષો જ પાર પામ્યા છે, ધૈર્ય વિનાનો મનુષ્ય તારુણ્ય (એ વિષયો)રૂપી સમુદ્રમા ડૂબે જ છે (૪૩)

जइ वि परिचत्तसगो, तवतणुअगो तहावि परिवडई ।
महिलासंसग्गीए, कोसाभवणूसियमुणि व्व ॥४४॥

અર્થ—સર્વસગનો ત્યાગ કરનાર ત્યાગી અને તપ દ્વારા જેણે શરીરને પણ શોષી નાખ્યુ હોય તેવો સાધુ પણ સ્ત્રીના સસર્ગથી કોશાવેશ્યાની ચિત્રશાળામા ચાતુર્માસ રહેવા ગયેલા સિહગુફાવાસી મુનિની પેઠે તપથી અને સયમથી ભ્રષ્ટ થાય છે (૪૪)

सव्वगगथविमुक्को, सीईभूओ पसताचित्तो अ।
जं पावइ मुत्तिसुह, न चक्कवट्टी वि त लहइ ॥४५॥

અર્થ—સર્વ ગ્રંથી (એટલે રાગદ્વેષરૂપ અભ્યંતર અને ધન-ધાન્યાદિરૂપ બાહ્ય પરિગ્રહ)થી રહિત અને વિષયના વિકારો જેના શાન્ત થયા હોય, તથા જેને સંતોષ-સમતા પ્રગટ થવાથી પ્રશાન્ત ચિત્તવાળો થયેલો હોય, તેવો મનુ જીવ સંતોષથી (વિષયોના વિરાગથી) જે સુખ પામે છે, તે સુખ (છ ખંડનું રાજ્ય અને એક લાખ બાણુંહજાર સ્ત્રીઓને ભોગવનારો) ચક્રવર્તી પણ પામતો નથી (૪૫)

खेलमि पडिअमप्प, जह न तरइ मच्छिआ वि-
मोएउ।
तह विसयखेलपडिअ, न तरइ अप्पपि कामधो॥

અર્થ—જેમ શ્લેષ્મમા પડેલી માખી પોતાને તેમાથી બહાર કાઢવા સમર્થ નથી થતી, છૂટી શકતી નથી, તેમ ભોગમા અંધ થયેલો જીવ વિષયરૂપી શ્લેષ્મમા ફસેલા એવા પોતાનો ઉદ્ધાર કરી શકતો નથી અર્થાત્ કામાંધ પુરુષ વિષયમાથી છૂટી શકતો નથી (૪૬)

ज लहइ वीयराओ, सुक्ख त मुणइ सु च्चिय न
अन्नो।
न हि गत्तासूअरओ, जाणइ सुरलोइअ सुक्ख ॥४७॥

અર્થ —વિષયાદિનો રાગ જેનો નાશ પામ્યો છે, તે જીવ જે સુખનો અનુભવ કરે છે, તેને તે જ સમજી શકે છે, બીજો સમજી શકતો નથી, કારણ કે-ઉકરડાનો (વિષ્ટાનો આહાર કરનારો) ભૂંડ દેવલોકના દૈવી સુખોને કદીપણ સમજી શકતો નથી (૪૭)

ज अज्जवि जीवाण, विसएसु दुहासवेसु पडिबंधो।
त नज्जइ गुरुआण वि, अलघणिज्जो महामोहो ॥४८॥

અર્થ —દુ ખોને આવવાના આશ્રવ (દ્વાર) ભૂત એવા વિષયોમા જીવોને આજ સુધી (સમજવા છતા) પણ પ્રતિબ ધ (રાગ) છે તેથી સમજાય છે કે મોટા (મહાન) આત્માઓને પણ મહા મોહ(ની આજ્ઞા) અનુ લ ઘનીય છે (મોહને જીતવો દુ શક્ય છે) (૪૮)

जे कामधा जीवा, रमति विसएसु ते विगयसका।
जे पुण जिणवयणरया, ते भीरू तेसु विरमति ॥४९॥

અર્થ —કામભોગમા અ ધ જે જીવો વિષયોમા રમે છે, અર્થાત્ વિષયોને સેવે છે, તેઓ ભવિષ્યમા દુ ખ ભોગવવા પડશે એવી શ કા (ભય) વિનાના છે અને જે પુરુષો જિનેશ્વરના વચનના રાગી છે, તેઓ સ સારથી ભય પામેલા હોવાથી વિષયોથી વિરામ પામે છે અર્થાત્ વિષયોનો ત્યાગ કરે છે (૪૯)

असुइमुत्तमलपवाहरूवय, वतपित्तनसमज्जफोफस।
मेयमसवहुहड्डुकरडय, चम्ममित्तपच्छाइयजुवइ
अगयं ॥५०॥

અર્થ—અશુચિ, મૂત્ર, પસીનો અને દુર્ગંધ-વિષ્ટા વગેરેના પ્રવાહ રૂપ, વળી ઊલટી, પિત્ત, ચરબી, મજ્જા, ફેફસા, મેદ અને માંસથી ભરેલા ઘણા હાડકાના કરંડિયા રૂપ, અને માત્ર ચામડીથી ઢંકાયેલું એવું સ્ત્રીનું અંગ છે અર્થાત્ ચામડાથી મઢેલો અશુચિની કોથળી રૂપ છે, તેમાં સારૂં કંઈ નથી (૫૦)

मस इम मुत्तपुरीसमीसं,
सिंघाणखेलाइअनिज्झरत ।
एअ अणिच्च किमिआण वासं,
पास नराण मइवाहिराण ॥५१॥

અર્થ—સ્ત્રીનું શરીર માંસ રૂપ છે, મૂત્ર અને વિષ્ટાથી મિશ્રિત છે, શ્લેષ્મ-કફ-પસીનો વગેરેનું ઝરણું છે, અનેક કરમિયા (વગેરે) જીવોનું ઘર છે, એવું અનિત્ય સ્ત્રીનું શરીર મૂર્ખ પુરૂષોને કબજે કરવા માટે પાશ (બંધન)રૂપ છે (૫૧)

पासेण पजरेण य, वज्झति चउप्पया य पक्खीइ(य)।
इय जुवइपजरेण य, वद्धा पुरिसा किलिस्सति ॥५२॥

અર્થ—જેમ દોરડા વગેરેના પાશથી (બંધનથી) ચતુષ્પદ જીવો (ગાય-ભેંસ વગેરે ચાર પગવાળા પશુઓ) બંધાય છે અને પાંજરા વડે પક્ષીઓ બંધાય છે, તેમ આ યુવતી સ્ત્રીરૂપી પાંજરાથી તો પુરુષો બંધાય છે, અને અનેક પ્રકારે કલેશને પામે છે (૫૨)

अहो! मोहो महामल्लो, जेण अम्हारिसा वि हु।
जाणता वि अणिच्चत्त, विरमति न खण पि हु ॥५३॥

અર્થ —અહો! મોહ એક મહા જબ્બર મ-લ છે, કે અમારા જેવા જીવો બાહ્ય પદાર્થ માત્રનું અનિત્યપણુ જાણવા છતા તે મોહથી ક્ષણમાત્ર પણ છૂટી શકતા નથી, રાગને તોડી શકતા નથી (૫૩)

जुवईहि सह कुणतो, ससग्गिं कुणइ सयलदुक्खेहिं।
नहि मुसगाण सगो, होइ सुहो सह बिडालीहिं ॥५४॥

અર્થ —યુવતીઓની સાથે સસર્ગ કરનારો પુરુષ વસ્તુતઃ સઘળા દુઃખોની સાથે સબધ બાધે છે, અર્થાત્ તેને દરેક જાતના આકરા દુખો ભોગવવા પડે છે કારણ કે—ઉદરોને બીલાડીઓની સાથે સગ કરવો તે સુખકારી થતો નથી અર્થાત્ ઉદરને બીલાડીની સોબત કરવા જેવી પુરુષને સ્ત્રીની સગતિ છે (૫૪)

हरिहरचउराणणचद सूरखदाइणोवि जे देवा।
नारीण किंकरत्त, कुणति धिद्धी विसयतिन्हा ॥५५॥

અર્થ —વિષ્ણુ મહાદેવ, બ્રહ્મા, ચદ્ર, સૂર્ય અને કાર્તિક સ્વામી વગેરે જે દુનિયામા મોટા દેવરૂપે મનાય છે, તેઓ પણ વિષયને વશ થઈને સ્ત્રીઓનુ દાસપણુ કરે છે, અર્થાત્ એવા દેવો પણ સ્ત્રીની સગતિથી ફસાયા છે, એ દુષ્ટ વિષયોની તૃષ્ણાને ધિક્કાર હો! ધિક્કાર હો! (૫૫)

सियं च उण्हं सहंति मूढा,
इत्थीसु सत्ता अविवेअवंता ।
इलाइपुत्तु व्व चयंति जाइ,
जिअं च नासंति अ रावणु व्व ॥५६॥

અર્થ —સ્ત્રીઓને વિષે આસક્ત થયેલા અવિવેકી અને મૂઢ પુરુષો ટાઢ અને તડકો ( વગેરે અનેક કષ્ટોને ) સહન કરે છે, ઈલાચી નામનો શેઠપુત્ર નટ થયો તેમ પોતાની ઉત્તમ જાતિ અને કુલાચારને પણ છોડે છે, અને સીતાનુ હરણ કરનાર રાવણની પેઠે જીવિતનો પણ નાશ કરે છે (૫૬)

वुत्तूण वि जीवाण, सुदुक्करायंति पावचरियाइ ।
भयवं जासा सासा, पच्चाएसो हु इणमो ते ॥५७॥

અર્થ —આ જગતમા જીવો વિષય-તૃષ્ણાથી એવા પાપો કરે છે કે તેઓને પોતાના પાપાચરણો સ્વમુખે કહેવા-પ્રકાશવા પણ અતિ દુષ્કર થાય છે તેથી જ અત્યત પાપાચરણ કરનાર એક ભીલે ભગવતને પ્રશ્ન કર્યો કે હે ભગવત ! (या) જેની સાથે હુ પાપાચરણ સેવુ છુ, (सा) તે મારી બહેન છે ? ભગવતે કહ્યુ, (सा) તે (सा) તારી બહેન જ છે એ તને પ્રત્યાદેશ ( જવાબ ) છે અર્થાત્ ભીલે ' यासा ' પૂછ્યુ અને વીર પ્રભુએ ' सासा ' થી જવાબ વાળ્યો (૫૭)

जललवतरल जीअं, अथिरा लच्छी वि भंगुरो देहो
तुच्छा य कामभोगा, निबंधणं दुक्खलक्खाणं ॥५८

અર્થ —હે આત્મા ! આ જીવતર દર્ભના અગ્ર ભાગ પર રહેલા પાણીના બિંદુ સરખુ ચપળ છે, તેમા લક્ષ્મી અસ્થિર છે, દેહ ક્ષણભંગુર છે, તથા સ્ત્રીઆદિના જે વિષય ભેગો તે તુચ્છ (સાર વિનાના) છે, એમ એ ત્રણેય લાખો દુ ખોના કારણ છે (માટે એ લક્ષ્મી વગેરેનો રાગ છોડી ચચળ આયુષ્ય તૂટ્યુ નથી ત્યા સુધી સફળ કરી લે, એ ત્રણેનો ત્યાગ કરવામા જ જીવનની સફળતા છે (૫૮)

नागो जहा पकजलावसन्नो,
दट्ठु थल नाभिसमेइ तीर ।
एव जिआ कामगुणेसु गिद्धा,
सुधम्ममग्गे न रया हवति ॥५९॥

અર્થ —જેમ કાદવવાળા જળમા ખૂચી રહેલો હાથી કીનારાની ભૂમિને દેખે છે છતા પણ ત્યા તીરે આવી શકતો નથી, તેમ કામવિષયને વિષે આસક્ત થયેલા જીવો શુદ્ધ એવા ધર્મમાર્ગમા (સમજવા છતા) રક્ત–લીન થઈ શકતા નથી, ધર્મમા રાગ કરી શકતા નથી (૫૯)

जह विट्ठपुजखुत्तो, किमी सुह मन्नए सयाकाल।
तह विसयासुइरत्तो, जीवो वि मुणइ सुह मूढो ॥६०॥

અર્થ—જેમ વિષ્ટાના સમૂહમા ખૂચી રહેલો (આસક્ત બનેલો) કીડો સદાકાળ વિષ્ટામાજ સુખ માને છે, તેમ વિષયે ની અશુચિમા આસક્ત થયેલો મૂર્ખ જીવ પણ વિષયોમા જ સુખ માને છે (૬૦)

मयरहरो व जलेहिं, तह वि हु दुप्पूरओ इमो आया।
विसयामिसमि गिद्धो, भवे भवे वच्चइ न तित्तिं ॥६१॥

અર્થ—જેમ પાણીથી સમુદ્રને પૂરવો (તૃપ્ત કરવો) દુષ્કર છે, તેમ વિષયરૂપ માંસમાં આસક્ત થયેલા આ આત્માને પણ તૃપ્ત કરવો દુષ્કર છે, કે જે ભવે ભવે અનંતી વાર વિષયો ભોગવવા છતાં તૃપ્તિને પામતા નથી (૬૧)

विसयवसट्टा जीवा, उब्भडरूवाइएसु विविहेसु।
भवसयसहस्सदुलहं, न मुणंति गयंपि निअजम्मं॥

અર્થ—વિષયરૂપી વિષથી પીડાતા જીવો વિવિધ પ્રકારના ઉદ્‌ભટ રૂપાદિકમાં એટલે શબ્દ, વર્ણ, ગંધ, રસ, સ્પર્શ વગેરે વિષયો ભોગવવામાં પોતાનો લાખો ભવોમાં પણ મહા દુર્લભ એવો મનુષ્યજન્મ કયાં વ્યતીત થાય છે, તે જાણતા પણ નથી, ઊલટું હજુ તો ઘણું જીવવું છે, એમ જ માને છે (૬૨)

चिट्ठंति विसयविवसा, मुत्तुं लज्जंपि के वि गयसंका।
न गणंति के वि मरणं, विसयंकुससल्लिया जीवा ॥६३॥

અર્થ—વિષયમાં પરવશ થયેલા એવા કેટલાએક જીવો તો મરવાની શંકા અને લજ્જાને પણ છોડીને વિષયને વશ થઈને જીવે છે અને વિષયરૂપી અંકુશ વડે શલ્યવાળા થયેલા એટલે જેઓને વિષયરૂપી અંકુશનો ઘા લાગેલો છે તેવા કેટલાક જીવો તો મરણને ગણતા પણ નથી (૬૩)

विसयविसेण जीवा, जिणधम्म हारिऊण हा नरयं ।
वच्चति जहा चित्तय-निवारिओ बभदत्तनिवो ॥६४॥

અર્થ—ઘણા ખેદની વાત છે કે જગતના જીવો વિષય રૂપી વિષના પ્રભાવથી (ચિંતામણિ સરખો) જૈનધર્મ હારી જઈને, જેમ ચિત્રક મુનિએ નિષેધ કરવા છતા વિષયોની આસક્તિ નહિ છોડવાથી બ્રહ્મદત્ત ચક્રવર્તી નરકે ગયો તેમ નરકમા જાય છે (૬૪)

धिद्धी ताण नराण, जे जिणवयणामयपि भुत्तूणं ।
चउगइविडबणकर, पियति विसयासव घोर ॥६५॥

અર્થ—તે મનુષ્યોને ધિક્કાર થાઓ, ધિક્કાર થાઓ, કે જે મનુષ્યો જિનેશ્વરના વચન રૂપી અમૃતનુ પાન કરીને પણ ચાર ગતિમા ભમવા રૂપી વિડબના આપનારી એવી ભયકર વિષય રૂપ મદિરાને પીએ છે (૬૫)

मरणे वि दीणवयण, माणधरा जे नरा न जपति ।
तेवि हु कुणति लल्लिं, वालाण नेहगहगिहिला ॥६६॥

અર્થ—માનને ધારણ કરનારા જે મહા અભિમાની પુરુષો મરણાન્તે પણ દીન વચન નથી બોલતા, માન નથી છોડતા, તેઓ પણ સ્ત્રીઓના સ્નેહ (કામ)રૂપી ગ્રહથી ગાઢ થયેલા તેઓની આગળ લાડ કરે છે, દીન બનીને તેઓને મનાવે છે (૬૬)

सक्कोवि नेव सक्कइ, माहप्पमड्डुप्फरं जए जेसिं ।
ते वि नरा नारीहिं, कराविआ निअयदासत्त ॥६७॥

मयरहरो व जलेहिं, तह वि हु दुप्पूरओ इमो आया।
विसयामिसमि गिद्धो, भवे भवे वच्चइ न तित्तिं ॥६१॥

અર્થ —જેમ પાણીથી સમુદ્રને પૂરવો (તૃપ્ત કરવો) દુષ્કર છે, તેમ વિષયરૂપ આસમા આસક્ત થયેલા આ આત્માને પણ તૃપ્ત કરવો દુષ્કર છે, કે જે ભવે ભવે અનંતી વાર વિષયો ભોગવવા છતા તૃપ્તિને પામતો નથી (૬૧)

विसयवसट्टा जीवा, उब्भडरूवाइएसु विविहेसु।
भवसयसहस्सदुलहं, न मुणंति गयंपि निअजम्मं ॥

અર્થ —વિષયરૂપી વિષથી પીડાતા જીવો વિવિધ પ્રકારના ઉદ્ભટ રૂપાદિકમા એટલે શબ્દ, વર્ણ, ગંધ, રસ, સ્પર્શ વગેરે વિષયો ભોગવવામા પોતાનો લાખો ભવોમા પણ મળવો દુર્લભ એવો મનુષ્યજન્મ કયા વ્યતીત થાય છે, તે જાણતા પણ નથી, ઊલટુ હજુ તો ઘણુ જીવવુ છે, એમ જ માને છે (૬૨)

चिट्ठंति विसयविवसा, मुत्तु लज्जंपि के वि गयसंका।
न गणंति के वि मरणं, विसयकुसलल्लिया जीवा ॥६३॥

અર્થ —વિષયમા પરવશ થયેલા એવા કેટલાએક જીવો તો મરવાની શંકા અને લજ્જાને પણ છોડીને વિષયને વશ થઈ ને જીવે છે અને વિષયરૂપી અંકુશ વડે શલ્યવાળા થયેલા એટલે જેઓને વિષયરૂપી અંકુશનો ઘા લાગેલો છે તેવા કેટલાક જીવો તો મરણને ગણતા પણ નથી (૬૩)

विसयविसेण जीवा, जिणधम्म हारिऊण हा नरयं।
वच्चति जहा चित्तय–निवारिओ वभदत्तनिवो ॥६४॥

અર્થ —ઘણા ખેદની વાત છે કે જગતના જીવો વિષય રૂપી વિષના પ્રભાવથી (ચિંતામણિ સરખો) જૈનધર્મ હારી જઈને, જેમ ચિત્રક મુનિએ નિષેધ કરવા છતાં વિષયોની આસક્તિ નહિ છોડવાથી બ્રહ્મદત્ત ચક્રવર્તી નરકે ગયો તેમ નરકમાં જાય છે (૬૪)

धिद्धी ताण नराण, जे जिणवयणामयपि मुत्तूण।
चउगइविडवणकर, पियति विसयासव घोर ॥६५॥

અર્થ —તે મનુષ્યોને ધિક્કાર થાઓ, ધિક્કાર થાઓ, કે જે મનુષ્યો જિનેશ્વરના વચન રૂપી અમૃતનું પાન કરીને પણ ચાર ગતિમાં ભમવા રૂપી વિડંબના આપનારી એવી ભયંકર વિષય રૂપ મદિરાને પીએ છે (૬૫)

मरणे वि दीणवयण, माणधरा जे नरा न जपंति।
तेवि हु कुणति लहिं, वालाण नेहगहगिहिला ॥६६॥

અર્થ —માનને ધારણ કરનાર જે મહા અભિમાની પુરૂષો મરણાન્તે પણ દીન વચન નથી બોલતા, માન નથી છોડતા, તેઓ પણ સ્ત્રીઓના સ્નેહ (કામ) રૂપી ગ્રહથી ગાઢ થયેલા તેઓની આગળ લાડ કરે છે, દીન બનીને તેઓને મનાવે છે (૬૬)

सक्कोवि नेव सक्कइ, माहप्पमडुप्फरं जए जेसिं।
ते वि नरा नारीहिं, कराविआ निअयदासत्त ॥६७॥

અર્થ —જગતમા જેઓની સામે ઇન્દ્ર પણ પોતાની મોટાઈનો ગર્વ ન કરી શકે, તેવા જગતના દેવ સરખાઓની પાસે પણ સ્ત્રીઓએ પોતાનુ દાસપણુ કરાવ્યું છે—દાસ બનાવ્યા છે (૬૭)

जउनदणो महप्पा, जिणभाया वयधरो चरमदेहो ।
रहनेमी रायमई–रायमइ कासि ही विसया ॥६८॥

અર્થ —જાદવના પુત્ર, મહાત્મા, શ્રીનેમિનાથ જિનેશ્વરના ભાઈ, મહાવ્રતોને ધારણ કરનાર, અને ચરમશરીરી એવા પણ રથનેમી મુનિએ (જેને લીધે) રાજીમતી સાધ્વી ઉપર રાગમતિ એટલે વિષયબુદ્ધિ કરી, એ વિષયોને ધિક્કાર હો ! (૬૮)

मयणपवणेण जइ ता-रिसावि सुरसेलनिचला चलिया ।
ता पक्कपत्तसत्ताण, इयरसत्ताण का वत्ता? ॥६९॥

અર્થઃ—જો કામદેવરૂપી પવનના જોરથી મેરૂપર્વત સરખા નિશ્ચલ રથનેમી જેવા મહાત્માઓ પણ ચલાયમાન થઈ ગયા, તો પાકા પાદડા જેવા સત્ત્વવાળા (નિર્બળ) બીજા પામર જીવોની તો વાત જ શી? (૬૯)

जिप्पति सुहेण चिय, हरिकरिसप्पाइणो महाकूरा ।
इक्कु चिय दुज्जेओ, कामो कयसिवसुहविरामो ॥७०॥

અર્થ —સિંહ, હાથી અને સર્પ વગેરે મહાક્રૂર પ્રાણીઓને પણ સુખે કરીને જીતી શકાય છે, પરન્તુ શિવ

સુખનો નાશ જેણે કર્યો છે એવો (મોક્ષસુખનો રોધ કરનાર) એક કામદેવ જ મહા દુર્જય છે (૭૦)

**विसमा विसयपिवासा, अणाइभवभावणाइ जीवाणं।**
**अइदुज्जेआणि य इंदि- आइ तह चचल चित्त ॥७१॥**

અર્થ —અનાદિ સંસાર (કાળ)થી પોષવાને લીધે (વધી ગયેલી) જીવોની એક વિષય-તૃષ્ણા વિષમ છે, અતિ આકરી છે, (તેના સાધનરૂપ) ઇન્દ્રિયો અતિ દુર્જય છે અને (ઇન્દ્રિયોને ઉશ્કેરનાર) મન અતિ ચંચળ છે અર્થાત્ વિષયોને તજવાથી ઇન્દ્રિયો વશ થાય છે અને ત્યારે જ મન સ્થિર થાય છે (૭૧)

**कलमलअरइअसुक्खा, वाहीदाहाइ विविहदुक्खाइं।**
**मरण पि अ विरहाइसु, सपज्जइ कामतविआण॥७२॥**

અર્થ —(ઉપર જણાવી તે વિષય તૃષ્ણાથી) 'કામજ્વર' નામના તાવથી તપી ગયેલા (જ્વરિત) મનુષ્યોને તેનાથી (અનુક્રમે) શરીરમાં દુર્ગંધિ (મળાવરોધ,) તેનાથી અરતિ (પેટની પીડા,) તેનાથી અસુખ (આહારની અરૂચિ,) તેનાથી અનેક જાતિના વ્યાધિઓ (રોગો), અને તેથી દાહ વગેરે અનેક જાતિના દુઃખો થાય છે, ઉપરાંત વિષયના સાધનો (રૂપ સ્ત્રી આદિ)નો વિયોગ-વિરહ વગેરે થતાં મરણ પણ થાય છે (૭૨)

**पचिंदिआविसयपसगरेसि,**
**मणवयणकाय नवि सवरेसि।**

त वाहिसि कत्तिअ गलपएसि,
ज अट्ठकम्म(म्म) नवि निज्जरोसि ॥७३॥

અર્થ—હે જીવ! જો તું પાચેય ઇન્દ્રિયોના વિષયોનો પ્રસગ કરે છે, (સેવે છે), વળી મન, વચન અને કાયાને સવરતો (વિષયોમાથી અટકાવતો) નથી, તો હે જીવ! ખરેખર તું તારા જ ગળા ઉપર કાતર (કટારી) ચલાવે છે, તું પોતે તારો જ વિનાશ કરે છે કારણ કે-તેથી તું આઠ કર્મોની નિર્જરા કરતો નથી, પણ ઉલટમા વધારે બાધે છે (૭૩)

किं तुमधो सि किंवा सि धत्तूरिओ,
अहव किं सन्निवाएण आऊरिओ ।
अमयसमधम्म ज विस व अवमन्नसे,
विसयविस विसम अमिय व बहु मन्नसे ॥७४॥

અર્થ—હે આત્મા! તું શું અધ થયો છે? કે શું તે ધતૂરો પીધો છે? અથવ શું તું સન્નિપાત રોગથી ગાંડો બની ગયો છે? કે જેથી એકાન્ત સુખી કરનારા અમૃત સરખા ધર્મને તું વિષની પેઠે તિરસ્કારે છે! અને ભવોભવ મારનારા (રખડાવનારા) આકરા વિષયરૂપી વિષનું તું અમૃતની પેઠે સન્માન કરે છે! (૭૪)

तुज्झ तह नाणविन्नाणगुणडंबरो,
जलणजालासु निवडतु जिय निब्भरो ।

पयइवामेसु कामेसु ज रज्जसे,
जेहि पुणपुण वि नरयानले पच्चसे ॥७५॥

અર્થ—તેથી હે જીવ ! તારા તે મોટા જ્ઞાન, વિજ્ઞાન અને ગુણોનો સઘળોય આડંબર અગ્નિની જ્વાળામા પડો ! એ તારા આડંબર તને કામથી બચાવતો નથી, તેમ હોવા છતા પણ તુ સ્વભાવે જ દુષ્ટ એવા કામોમા ( વિષયોમા ) રાગ કરે છે, કે જેનાથી તુ નરકમા દુ ખો રૂપી અગ્નિથી શેકાઈશ. (૭૫)

दहइ गोसीससिरिखड छारकए,
छगलगहणट्ठमेरावण विक्कए।
कप्पतरु तोडि एरड सो वावए,
जु जि निसएहि मणुअत्तण हारए ॥७६॥

અર્થ—આ જગતમા જે જીવ વિષયસુખોને ભોગવવામા મનુષ્યપણુ હારી જાય છે, તે ખરેખર રાખને માટે ઉત્તમ ગોશીર્ષ ચ દનને બાળે છે, બકરી લેવાને માટે ઐરાવણ હાથીને વેચી દે છે અને કલ્પવૃક્ષને ઉખેડી એરડાનુ ઝાડ વાવે છે (૭૬)

अधुव जीविअ नच्चा, सिद्धिमग्ग विआणिआ ।
विणिअट्टिज्ज भोगेसु, आउ परिमिअमप्पणो ॥७७॥

અર્થ—આયુષ્ય અસ્થિર છે એમ જાણીને અને મોક્ષ માર્ગને સમજીને, હવે વિષયભોગથી વિરામ પામ ! કારણ કે (હે જીવ !) આપણુ આયુષ્ય પરિમિત ( અલ્પ ) છે (૭૭)

सिवमग्गसठिआण वि, जह दुज्जेआ जिआण पण विसया ।
तह अन्न किंपि जए, दुज्जेअ नत्थि सयले वि ॥७८॥

અર્થ —મોક્ષમાર્ગમા રહેલા (ધર્મી) જીવોને પણ પાચ ઇન્દ્રિયોના વિષયો જેટલા દુર્જેય છે, તેવુ દુર્જેય સઘળા જગતમા બીજુ કંઈ પણ થી (૭૮)

सनिड उब्भडरूवा, दिट्ठा मोहेइ जा मण इत्थी ।
आयहिय चिंतता, दूरयरेण परिहराति ॥७९॥

અર્થ —ઉદ્ધત રૂપવાળી અથવા અતિરૂપવાળી સ્ત્રી લજ્જાળી હોય તેમ (ચેન ચાળા કરતી) નજર સામે આવી જ્યા સુધી મનને મોહ ન પમાડે, ચવિત્ત ન કરે, ત્યા સુધીમા આત્મહિતની ચિતાવ ળા (આત્માર્થી) મનુષ્યો તેને દૂરથી જ તજે છે તેનાથી દૂર-દૂર નાસે છે નજરે જોતા પણ નથી (૭૯)

सच्चं सुअ पि सील, विन्नाण तह तव पि वेरग्ग ।
वच्चइ खणेण सव्व, विसयविसेण जईण पि ॥८०॥

અર્થ —વિષય રૂપી વિષના વિકારથી ત્યાગી એવા મુનિનું પણ સત્ય, શ્રુતજ્ઞાન, સદાચાર, વિજ્ઞાન, તેમ જ તપ અને વૈરાગ્ય, એ સઘળુ એક ક્ષણમાત્રમા વિનાશ પામે છે (૮૦)

रे जीव! मइविगप्पिय-निमेससुहलालसो कह मूढ! ।
सासयसुहमसमतम, हारिसि ससिसोअरं च जस ॥

અર્થઃ—રે મૂઢ જીવ ! તારી બુદ્ધિથી તે માનેલા આખના એક પલકારા જેટલા અ-પકાળ માટેના વિષયસુખમા લોલુપી થઈને તું જેના સમાન જગતમા કોઈ પણ સુખ નથી એવ શાશ્વતા મોક્ષસુખને અને આજ સુધી મેળવેલા ચદ્ર સરખા ઉજ્જવળ યશને શા માટે હારી જાય છે ? (૮૧)

पज्जलिओ विसयअग्गी, चारित्तसार डहिज्ज कसिण पि ।
सम्मत्त पि विराहिअ, अणतससारिअ कुज्जा ॥८२॥

અર્થ —(અ પ માત્ર પણ) સળગેલો એવો કામ રૂપી અગ્નિ સઘળા ચારિત્રરૂપી ધનને બાળી નાખે છ, ( અર્થાત્ ચરિત્રનો વિનાશ કરે છ ) અને સમ્યકત્વની પણ વિરાધના (નાશ) કરીને અનતકાળ સસારમા રખડતા કરે છે (૮૨)

भीसणभवकतारे, विसमा जीवाण विसयतिन्हा उ ।
जीए नडिया चउदस-पुव्वीवि रुलति हु निगोए ॥

અર્થ —ભય કર ભવરૂપી અરવોમા સર્વ જીવોને ( દુ ખ આપનારી ) એક માત્ર વિષય–તૃષ્ણા જ વિષમા છે, કે જે વિષય તૃષ્ણાથી પીડાયેલા ( પડેલા ) ચૌ૦ પૂર્વધરો પણ નિગોદમા રખડે છે ( જુઓ પૃ ૧૪૨ મા ગાથા ૭૪ મી ) (૮૩)

हा विसमा हा विसमा, विसया जीवाण जेहिं पडिवद्धा ।
हिंडंति भवसमुद्दे, अणतदुक्खाइ पावति ॥८४॥

અર્થ —અહો ! જીવોને પાંચેય ઇન્દ્રિયોના વિષયો અતિ વિષમ-વિષમતર છે, કે જેને વશ પડેલા જીવો અનંત દુઃખોને ભોગવતા સંસાર સમુદ્રમાં રખડે છે (૮૪)

**माइदजालचवला, विसया जीवाण विज्जुतेअसमा**
**खणदिट्ठा खणनट्ठा, ता तेसिं को हु पडिबंधो ॥८५॥**

અર્થ —હે જીવ! માયાવી ઇન્દ્રજાળ જેવા ચપળ અને વીજળીના ચમકારા સમાન નાશવંત એવા વિષયો જીવોને ક્ષણમાત્ર દેખાવ આપી બીજી ક્ષણમાં જ નાશ પામે છે, તો તેવા વિષયોમાં પ્રતિબંધ (રાગ) શા માટે કરવો ? (૮૫)

**सत्तू विस पिसाओ, वेआलो हुअवहो वि पज्जलिओ।**
**तं न कुणइ जं कुविआ, कुणंति रागाइणो देहे ॥८६॥**

અર્થઃ—હે જીવ ! શત્રુ, વિષ, પિશાચ (ભૂત-ડાકણ -શાકણ વગેરે,) વેતાલ, અને ધગધગતો અગ્નિ, એ બધાય એક સાથે કોપાયમાન થવા છતાં પણ શરીરમાં તેવો અપકાર (અવગુણ) નથી કરતા કે જેવો અપકાર કોપ પામેલા રાગ દ્વેષાદિ અંતરંગ શત્રુઓ કરે છે (૮૬)

**जो रागाईण वसे, वसंमि सो सयलदुक्खलक्खाणं।**
**जस्स वसे रागाई, तस्स वसे सयलसुक्खाइं ॥८७॥**

અર્થ —જે જીવ રાગ દ્વેષાદિના વશ થયેલો છે, તે વસ્તુતઃ લાખો દુઃખોના વશમાં પડેલો છે અને જેણે રાગા-

દ્રિકને વશ કર્યા છે, તેણે વસ્તુત સર્વ સુખોને વશ કર્યા છે, એમ જાણવું (૮૭)

केवलदुहनिम्मविए, पडिओ संसारसायरे जीवो।
ज अणुहवइ किलेस, त आस्सवहेउअ सव्वं ॥८८॥

અર્થ —કેવળ દુ ખથી જ નિર્માણ થયેલા-ભરેલા, એવા સસાર-સમુદ્રમા પડેલો જીવ જે દુ ખોને અનુભવે છે, તે સર્વ દુ ખનુ કારણ આશ્રવ (કર્મબધન) છે (૮૮)

ही ससारे विहिणा, महिलारूवेण मडिअ जालं।
वज्झति जत्थ मूढा, मणुआ तिरिआ सुरा असुरा॥

અર્થ —અહો! આ સસારમા વિધાતાએ સ્ત્રીના બહાને એક એવી જાળ ગોઠવી છે, કે જે જાળમા વિવેકશૂન્ય થયેલા મૂઢ મનુષ્યો, તિર્યચો, દેવો અને દાનવો બધા પણ ફસાય છે (૮૯)

विसमा विसयभुयगा, जेहिंड सिया जिआ भववणंमि।
कीसति दुहग्गीहिं, चुलसीई जोणिलक्खेसु ॥९०॥

અર્થ —અતિ આકરા વિષવાળા વિષયરૂપી સર્પો જેઓને કરડે છે, તે જીવો ભવરૂપી અટવીમા ૮૪ લાખ જીવયોનિને વિષે ભટકતા દુ ખરૂપ અગ્નિથી (સતાપથી) કલેશ પામે છે (૯૦)

संसारचारगिम्हे, विसयकुवाएण लुक्किया जीवा।
हियमहिअं असुणता, अणुहवति णतदुक्खाइ ॥९१॥

અર્થ —આ સંસારકેદ-જેલરૂપી ઉષ્ણ ઋતુમાં વિષયરૂપી દુષ્ટપવન વડે સ્પર્શાયેલા-લુખ લાગેલા, અને તેથી હિત-અહિતને નહિ સમજતા બીચારા જીવો અનંત દુઃખોને ભોગવે છે (૯૧)

हा-हा दुरंतदुट्ठा, विसयतुरंगा कुसिक्खिआ लोए।
भीसणभवाडवीए, पाडंति जिआण मुद्धाण ॥९२॥

અર્થ —હાય, હાય, ખેદની વાત છે કે જગતમાં અત્યંત દુષ્ટ અને કુશિક્ષિત (ઉલટી શિક્ષા પામેલા) એવા વિષયરૂપી ઘોડાઓ તેનો વિશ્વાસ કરનારા ભોળા જીવોને સંસારરૂપી ભયંકર અટવીમાં ખેંચી જાય છે, (રખડાવે છે)-અર્થાત્ વિષયો સંસારમાં રઝળાવે છે (૯૨)

विसयपिवासातत्ता, रत्ता नारीसुपंकिलसरंमि।
दुहिया दीणा खीणा, रुलंति जीवा भववणंमि॥९३॥

અર્થ —વિષયોની તૃષાથી વ્યાકુળ થયેલા, અને તેથી ઘણા કાદવવાળા સ્ત્રીરૂપી સરોવરમાં આસક્ત થએલા જીવો, (તે સ્ત્રીઓના ભોગ ભોગવવાથી ભવોભવ) દુઃખિયા દીન (ગરીબ) અને ક્ષીણ (અશક્ત-દુર્બળ) થઈ ને આ સંસાર રૂપ અટવીમાં રઝળે છે (૯૩)

गुणकारिआइं धणियं, घिइरज्जुनियंतिआइं तुह जीव।
निययाइं इंदियाइं, वल्लिनिअत्ता तुरंगु व्व ॥९४॥

અર્થ—હે જીવ! બળવાન પણ વશ કરેલા ઘોડાની પેઠે (વશ કરેલો બલીષ્ઠ ઘોડો જેમ ઘણુ કામ આપે તેમ) ધૈર્યરૂપી લગામ-દોરવડે વશ કરેલી તારી પોતાની ઇન્દ્રિયો તને ઘણો જ ગુણ કરનારી થશે માટે ઇન્દ્રિયોને વશ કર (૯૪)

मणवयणकायजोगा, सुनिअत्ता वि गुणकरा हुंति ।
अनिअत्ता पुण भंजति, मत्तकरिणु व्व सीलवणं ॥

અર્થ—સારી રીતે વશ કરેલા મન, વચન અને કાયારૂપી યોગો ઘણો જ ગુણ કરે છે, અને વશ નહિ કરવાથી તે મદોન્મત્ત હાથીની પેઠે શીલરૂપી વનનો (ચારિત્રનો) વિનાશ કરે છે (૯૫)

जह जह दोसा विरमइ, जह जह विसएहिं होइ वेरग्ग ।
तह तह विन्नायव्वं, आसन्न से अ परमपयं ॥९६॥

અર્થ—જેમ જેમ જીવ દોષોથી વિરામ પામે, દૂર રહે અને જેમ જેમ વિષયો તરફ વૈરાગ્યભાવ પ્રગટે, તેમ તેમ તે જીવને મોક્ષપદ નજીકમા છે એમ જાણવુ (૯૬)

दुक्करमेएहिं कयं, जेहिं समत्थेहि जुव्वणत्थेहिं ।
भग्ग इंदिअसिन्न, धिइपायार विलग्गेहिं ॥९७॥

અર્થ—ખરેખર દુષ્કર કાર્ય તો, તેઓએ જ કર્યું કહેવાય કે જે પુરુષોએ પોતે શરીરે સમર્થ અને ભરયુવાનીમા

હોવા છતાં ધૈર્ય વા સંતોષરૂપી કિલ્લાને વળગીને (આશ્રય કરીને) ઇન્દ્રિયોરૂપ સૈન્યને નાશ પમાડ્યુ અર્થાત્ જેઓએ છતા ભોગોએ પણ યુવાનીમા ઇન્દ્રિયોને જીતી છે, તે ધન્ય છે (૯૭)

ते धन्ना ताण नमो, दासो अह ताण सजमधराणं।
अद्धच्छिपिच्छरिओ, जाण न हिअए सडुक्कत्ति ।

અર્થ—આ જગતમાં તે પુરૂષો ધન્ય છે, તે પુરૂષોને મારો નમસ્કાર થાઓ, અને તે સંયમધર મુનિઓનો હું દાસ છું કે જેઓના હૃદયમા વામ નેત્રથી (કટાક્ષથી) જોનારી સ્ત્રીઓ લેશમાત્ર પણ ખટકતી નથી. (૯૮)

किं बहुणा जइ वछसि, जीव तुम सासय सुंह
अरुअ ।
ता पिअसु विसयविमुहो, सवेगरसायण निच्च ॥

અર્થ—હે જીવ ઘણું શું કહીએ ? જો તું રોગરહિત એટલે નિરાબાધ એવા શાશ્વતસુખની (મોક્ષની) ઇચ્છા રાખતો હોય તો વિષયોથી વિમુખ થઈને (વિષયોનો ત્યાગ કરીને) હમેશા સંવેગ (વૈરાગ્ય) રૂપી રસાયણનું પાન કર. (૯૯)